
बाळज्ञानव[illegible]क

मुलतवी राखवानां माठां फळ.

કર્તા.

[illegible]લરાય ગોવર્દ્ધનપ્રસાદ વ્યાસ,

કિમ[illegible] ૧૦ આના. પોસ્ટેજ ૧ આનો.

BALAJNAN VARDHAKA SERIES.

# 'MUL TAVI RAKHAWANA MATHA FALA'

OR

## THE EVILS OF PROCRASTINATION.

A

## TRANSLATION FROM ENGLISH

SANCTIONED BY THE EDUCATIONAL DEPARTMENT

AS A PRIZE AND LIBRARY BOOK.

---

## TRANSLATED

*BY*


VITHALRAI GOVERDHANPRASAD VYAS.

*AUTHOR OF*

*MA—BAP TEVA CHHOKARAN &c.*


Second Thousand.




Printed at the "GUJARAT GAZETTE" Press—Ahmedabad.

BY

**C. G. PANDYA.**




Price 10 Annas only. Postage one Anna.


1887.

बाळज्ञानवर्धक*

# मुलतवी राखवानां माठां फळ.

( એક વાર્ત્તા. )

કેળવણી ખાતાએ ઇનામ તથા લાયબ્રેરી બુક તરીકે મંજુર કરેલી.

श्लोक.

नकश्चिदपिजानातिकिंकस्यश्वोभविष्यति ।
अतःश्वःकरणीयानिकुर्यादद्यैवबुद्धिमान् ॥

ગીતિ.

અરે! થશે શું કાલે? ધ્યાને જ્ઞાન ન કદાપિ કોઈ ધરે;
એ માટે મતિમંડિત કામ કાલનું આજજ પૂર્ણ કરે.

ભાષાન્તર કર્ત્તા.

વિઠ્ઠલરાય ગોવર્દ્ધનપ્રસાદ વ્યાસ.
'મા બાપ તેવાં છોકરાં'નો કર્ત્તા.

આવૃત્તી બીજી. (પ્રત ૧૦૦૦)

અમદાવાદમાં
સાંકડીશેરીમાં પરીખ કેવળ ત્રીકમના ડેલામાં
પંડયા છગનલાલ ગીરધરલાલે મુદ્રાંકિત કર્યું.

સન ૧૮૮૭——સંવત ૧૯૪૩.

મુલ્ય દશ આના. ટપાલ ખર્ચ એક આનો.

# अर्पण पत्रिका.

મહેરબાન દિવાનબહાદુર મણીભાઈ જશભાઈ.—

દેશ સુધારાના કામમાં તન, મન, કે ધનથી મદદ કરવા તરફ આપની નિર્મલ પ્રીતિ, કેલવણી—ને વિશેષે કરીને સ્ત્રી કેલવણી—ની વૃદ્ધિ કરવા તરફ આપની બલવત ઉત્સુકતા, ગુજરાતિ ભાષાની ઉન્નતિ કરવા તરફ આપની સંપૂર્ણ અભિલાષા, જુના કવિઓ તથા ગ્રન્થકારોનાં અન્ધારામાં પડી રહેલાં પુસ્તકોને બહાર પડેલાં જોવાની આપની મહદિચ્છા, સારી શક્તિ ધરાવનાર ઉછરતા કવિઓનાં મન ઉત્તેજનથી ઉશ્કેરવા, તથા તેમનામાં ઉત્સાહ ઉત્પન્ન કરવા તરફ આપની શ્રેષ્ઠ અભિરૂચિ, નવા નવા જ્ઞાનદ, રસદ, અને બોધદાતા ગ્રંથો તથા નિબંધો રચાવવા તરફ આપની અખંડિત ઉત્કંઠા, પરભાષામાંથી અત્યુત્તમ પુસ્તકોનાં ભાષાન્તર થયેલાં જોવાની આપની બલિષ્ઠ આકાંક્ષા, તથા મારા પુસ્તક પ્રત્યેનો આપનો અનુપમ ભાવ, ઈત્યાદિ ઇત્યાદિ કારણોના સ્મરણાર્થે આપની આજ્ઞાથી આ પુસ્તક હું આપનેજ પરમ આદર પૂર્વક અર્પણ કરવામાં આનંદ માનુંછુ.

હું છું આપનો.

આજ્ઞાંકિત સેવક.

વિઠ્ઠલરાય ગોવર્દ્ધનપ્રસાદ વ્યાસ.

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.



કોઇ પણ ભાષાની ઉન્નતિ બે પ્રકારે થઈ શકેછે. એકતો સત્ય, કલ્પના કે કલ્પના મિશ્રિત સત્યવાળા ગ્રન્થ લખવાથી કે લખાવવાથી, કિંવા પરભાષામાંથી કોઈપણ સારો ગ્રંથ સ્વભાષાની અંદર ભાષાન્તર કરવા અગર કરાવવાથી. ઇંગ્રેજી ભાષાનું આટલું મહત્વ તથા ગૌરવતાનું કારણ જોશો તો કેટલેક દરજ્જે માલૂમ પડશે કે પર ભાષાના ઉત્તમ ગ્રંન્થોનું ભાષાન્તર થયેલું છે. આથી એક પોતાના દેશનીજ રીતભાતોથી ફક્ત જાણીતા ન રહેતાં પારકા દેશના જ્ઞાન, ક્રિયા, વિધિ, દેશાચાલ, લોકાચાર વિગેરે સર્વથી માહિતગાર થાયછે. આર્યાવૃતના પ્રાચીન ગ્રંથો જોશો તો ઘણા ખરા તમને ઇંગ્રેજીમાં ભાષાન્તર કરેલા, માલૂમ પડશે. શિવાય ફ્રેન્ચ, જર્મન, સ્કોટીશ, ગ્રૅરેગીક. લેટીન અને ગ્રીક ભાષાના પણ ગ્રન્થોનું ભાષાન્તર જણાઇ આવશે. આથી મારા મનમાં એવું આવ્યું કે જો કોઈ સારો ગ્રન્થ ગૂર્જર ભાષાની અંદર ભાષાન્તર કરી પ્રગટ કર્યો હોય તો આપણી ભાષાની અંદર એક સુંદર પુસ્તકની ભરતી થાય એટલુંજ નહીં પરન્તુ એમાંના જ્ઞાન, રીતભાત વિગેરેનો લાભ લેવાને ઘણો ઉપયોગી થઇ પડે; તેમજ પ્રથમ સ્વકૃતિથી જાહેરમાં પડતા ઉત્સાહી યુવાનોને માથે અપક્વતાનો જે અપવાદ મૂકવામાં આવે છે તે અપવાદમાંથી હું મૂક્ત થાઊં

ઘણા વખતથી હું જોઊંછું કે, ઊંચી કેળવણી લીધેલા. તેમજ અનુભવમાં અને વ્યવહારિક કામમાં પ્રવીણ એવા ઘણા પુરૂષો **મુલતવી રાખવાની** કટેવમાં ઘસડાયા જાય છે; અને જો કે તેઓ "Time saved is money got; Procrastination is the thief of time; Do'nt put off till tomorrow what you can do to-day." વિગેરે મહાન પુરૂષોએ સ્વાનુભવથી સિદ્ધ કરી ચલાવેલી પ્રખ્યાત કહેવતો વાંચે છે તોપણ, તેની ખરી અસર તેમના મનપર થતી હોય એમ જણાતું નથી. એ કટેવ મારા કેટલાક મિત્રોમાં તેમજ મારામાં જણાઈ તથા તેનાં કડવાં ફળ મારે ચાખવા પડ્યાં; તેમજ એ કટેવથી દૂર રહેવાને લીધે મારા એક મિત્રને થતા લાભ પણ જોવામાં આવ્યો; તેથી મારા મનમાં વિચાર આવ્યો કે તન, મન, ધન, વખત અને સર્વને હાનિ પહોંચાડનાર એ **મુલતવી રાખવાની કટેવનાં માઠાં પરિણામનું** યથાસ્થિત વર્ણન સારી વાત લખી પુસ્તકના આકારમાં કર્યું હોય, તો તેથી લોકોના મનપર કંઈ પણ અસર થઈ તેઓ ઘણે ભાગે નિયમિત

થાય, ઉદ્યોગી યુરોપિયનોની હરીફાઈ કરી શકે અને નષ્ટ થયેલી વિદ્યા, કીર્તિ, ધન વિગેરે પાછાં મેળવી શકે. આ ખ્યાલથી મારૂં મન રોકાયલું હતું અને વાતની રચના ગોઠવતું હતું. તેવામાં લન્ડન શેહેરના એક પુસ્તકો વેચનારના છોકરા **એસિલે** પોતેજ લખેલું "To-morrow" (કાલ) એ નામનું તેનું આખ્યાન મારા વાંચવામાં આવ્યું. તે વાંચતાંજ મારા મનમાં એમ આવ્યું કે "મુલતવી રાખવાની કટેવ" ની વાત જોડી કાઢીને લખવા કરતાં આ ખરી બનેલી હકીકતનું ગૂર્જર ભાષામાં શોભે તેવું સાર રૂપ ભાષાન્તર કરી પુસ્તક દ્વારાએ કે માસિક પત્રદ્વારાએ પ્રગટ કર્યું હોય તો ફાયદેસર થઇ પડશે. કારણ કે જે રચના મેં ધારી હતી તેના કરતાં નીચેના એના આખ્યાનમાં એ કટેવનાં માઠાં ફળનું ખરેખરૂં ચિત્ર પાડી તેનું વર્ણન એવું તો અસરકારક કરેલું છે કે, તે ધ્યાન દેઇને વાંચવાથી અને મનન કરી. સમજીને સુધરવાથી ઉપર લખેલી સઘળી ઉમેદો બર આવવાની આશા રાખી શકાય. તેમજ 'એક પંથ દો કાજ' થશે; કારણ કે એક તો ઉત્કૃષ્ટ વાર્તાનું ભાષાંતર પણ થયું અને મારી ધારેલી વાર્તા પણ લખાઇ એમ કહેવાય. આ કારણને લીધે આ વાર્તા પ્રથમ **બુદ્ધિપ્રકાશ**માં આપી હતી. પણ મિ. કૃપાશંકરે તથા મારા કેટલાક મિત્રોએ આનું પૃથક પુસ્તક છપાવવાની ભલામણ કરી તેથી પુસ્તકદ્વારાએ પ્રગટ કરી પ્રજા વર્ગની ન્યાયીદૃષ્ટિ નીચે મૂકું છું.

મારે જણાવવું જોઈએ કે આ ભાષાન્તર મેં અક્ષરશઃ કરેલું નથી. તેમ કોઇ પણ રીતે એની મૂલ કહેવાની મતલબમાં ફેરફાર પણ કર્યો નથી. પ્રસંગોપાત વિવેચન કરવા જેવા વિષયોપર વિવેચન કરેલું છે તેમજ આપણી ભાષામાં તદન અરૂચતો અર્થ કાઢી નાંખવાની પણ સ્વતંત્રા લીધેલી છે. પુસ્તકની અંદર ભાષા ઘણી સ્હેલી નાંખી છે. કારણ કે મારો મૂલ ઉદ્દેશ એછે કે જેમ બને તેમ પ્રથમ આર્ય બાળકો સૂધરવાં જોઇએ. અને જો આ કટેવનો બચપણ માંથીજ સમૂલગો નાશ થયો હોય તો યુવાવસ્થામાં એથી ઘણો લાભ થાય અને જન્મ્યાનું સાર્થક કરે. એટલા માટે બાળકો સમજી શકે તેવી ભાષા નાંખી છે. પરંતુ જ્યાં સંસ્કૃત શબ્દો નાંખ્યા વગર ચાલે તેમ નહોતું ત્યાં, અગર આપણી ભાષામાં વપરાતા શબ્દને મળતોજ ખરો સંસ્કૃત શબ્દ હોય તો ત્યાં, તેવા શબ્દ બનતા સૂધી નાંખવામાં વિચાર કર્યો નથી.

જો આ વાર્તાને ગૂર્જરભાઇઓ તરફથી સારો આશ્રય મળશે તો બીજી એવી કેટલીક લોકોપયોગી વાર્તાઓનું ભાષાન્તર કરી પ્રજાની સેવામાં મુકવાની તક નહીં ચૂકું.

—————

**ભાષાન્તર કર્તા.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



સુજ્ઞ વાંચનાર! આ પુસ્તકની બીજી આવૃત્તિ વાચકવર્ગની સમક્ષ મૂકતાં મને અપાર આનંદ થાય છે. ટુંક વખતમાંજ આ પુસ્તકની લગભગ ૧૦૦૦) પ્રતો ખપી ગઇ હતી અને ત્યારબાદ એની બીજી આવૃત્તિ કઢાવવાનો વિચાર હતો; પરંતુ કેટલાંક કારણોને લીધે તેમ કરતાં બંધ રહેવું પડયું હતું. પણ સરકારી કેલવણી ખાતાના વડાઓએ આ પુસ્તકને 'ઇનામ તથા લાયબ્રેરી' પુસ્તક તરીકે મંજુર કર્યું ત્યારે એની બીજી આવૃત્તિ કાઢવાની આવશ્યકતા દેખાઇ, ને તેટલા માટેજ સદરહુ આવૃત્તિ પ્રજા સમક્ષ મૂકતાં આનંદ પામુંછું. પ્રથમ આવૃતિને વાચકવર્ગે તેમજ રાજા રજવાડાંઓએ જેવા ભાવથી આવકાર દીધો હતો તેવાજ ભાવથી આ આવૃત્તિને પણ તેઓ દેશે એવી આશા છે.

પ્રથમ આવૃત્તિ બહાર પડયા પછી કેટલાક વિચારશૂન્ય મણુસોના કહેવામાં એમ હતું કે 'મુલતવી રાખવાનાં માઠાં ફળ' નથી પરંતુ 'મુલતવી રાખવાનાં તો મીઠાં ફળ' છે. તેથી મારે મારા પુસ્તકમાં સૂધારો વધારો કરવો, અથવા તો મારે મારી પ્રસ્તાવનામાં ખૂલાસો કરવો. આવી રીતનું મને કહેવામાં આવેલું તેમ લખવામાં પણ આવેલું. મારા સમજવા પ્રમાણે ઉપરની ટિકા કરનારાઓએ આ પુસ્તક વાંચ્યુંજ નહીં હોય અગર ઉપર ઉપરથીજ જોયું હશે; કારણ કે ત્યાર વગર તેઓ એવી સમજુતિ મને આપવા બહાર પડેજ નહીં. જો તેઓએ પુસ્તક બરોબર વાંચ્યું હોત, બેસિલને કેવાં કેવાં કામ મૂલતવી રાખવાથી દુઃખ વેઠવાં પડયાં છે તેનાપર વિચાર કર્યો હોત, તથા પોતે જેને મીઠાં ફળ કહે છે તેની સાથે આ માઠાં ફળ સરખાવ્યાં હોત તો આવી ટિકા કરવાનું વિસરી જાતે એટલુંજ નહીં, પરંતુ 'મુલતવી રાખવાનાં માઠાં ફળ' એ મથાળાનું યથાર્થ જ્ઞાન થાત. હું કબૂલ કરૂંછું, તેમ દરેક વિચારશીળ પુરૂષ પણ કબૂલ કરશેજ, કે કેટલીક બાબતો એવી છે કે તેને મુલતવી રાખવામાંજ ફાય-

દો છે. જૂઠું બોલવું, ચોરી કરવી, પારકી નિંદા કરવી, ઇર્ષ્યા અદેખાઇ કરવી, કોઇનું ભૂડું તાકવું, વિગેરે દુર્ગુણો ગ્રહણ કરવાનું અગર નુકશાનકારક રીતિએ વર્તવાનું હમેશને માટે મૂલતવી રાખવું તેમાંજ અનહદ લાભ છે. પરંતુ મારૂં પુસ્તક વાંચ્યા વગરજ મને ઉપલો પ્રશ્ન કરનારા છોકરમત વિચારના લાગે છે. તેવો એક દાખલો અત્રે આપવો હું અવશ્યનો ધારૂં છું.

એક વખતે એક પિતા પોતાના આશરે દશબાર વર્ષના પુત્રને શિખામણ દેવા લાગ્યો કે જે કામ આજ કરવા લાયક હોય ને તે આપણાથી આજ થઈ શકતું હોય તે **આવતીકાલ** સૂધી મુલતવી રાખવું નહીં. મુલતવી રાખવાથી ઘણાં ખરાબ પરિણામ નિવડે છે તથા મુલતવી રાખનાર માણસ મહા મહા મુશીબતોમાં આવી પડે છે; માટે તારે નાનપણથીજ કોઈ પણ કામ મુલતવી ન રાખતાં શીખવું. તું મોટો થઇશ ને તારા સંસારી વ્યવહારી કામમાં આગળ વધતો જઈશ ત્યારે તને આ ગુણથી કેટલો બધો ફાયદો થાય છે તે માલૂમ પડશે. માટે તારે અત્યારથીજ કોઇ પણ કામ મુલતવી રાખવું નહીં. પેલા છોકરાએ એક ચિતથી સાંભળી લીધું, ને પોતાના મનમાં ઠસાવ્યું. પરંતુ તેની બુદ્ધિ બાળકજ હતી! તેમ પોતાના દેખીતા લાભની જે વાત હોય તે પ્રથમ કરવા મનમાં વિચાર કરે. આ વાત બન્યા પછી બીજે દીવસે તે છોકરાનો પિતા બજારમાંથી બરફી લાવ્યો. તેણે તેમાંથી પોતાના છોકરાને આપવી ઘટે તેટલી બરફી તેને આપી. ને બાકીની વધી તેને માટે છોકરાને કહ્યું કે 'આ બરફી રાખી મૂકો તે આવતિ કાલે ખાજો! છોકરાંનો સ્વભાવ ખાવા તરફ વધારે હોય છે તેથી વધારે બરફી ખાવાનું મનમાં આવ્યું. ધીમે રહીને પોતાના પિતાને કહેવા લાગ્યો કે, "પિતાજી! ગઇ કાલે તમે મને કહ્યું હતું કે 'જે કામ આજે થઇ શકતું હોય તે કાલપર મુલતવી રાખવું નહીં,' ત્યારે આ બરફી શું કરવા કાલસૂધી રાખી મૂકીએ. લાવોને તેને આજને આજજ ખાઇ જઇએ; કારણ કે કાલસૂધી રાખીશું તો પછી માઠાં ફળ થશે!!!"

આ દાખલાપરથી સુજ્ઞ વાંચનારને માલૂમ પડશે કે મને ઉપરનો પ્રશ્ન કરનાર આ છોકરાની બુદ્ધિને મળતા આવે છે. ખરાબ

કામ મુલતવી રાખવાથી કોઈ પણ દીવસ માઠાં ફળજ નિકળતાંજ નથી, પરંતુ હમેશાં તેનું પરિણામ સુખમાંજ આવે છે. કદાચ તેથી જો વિપરીત પરિણામ નિપજે તો તે અપવાદ રૂપજ છે. તેટલામાટે આ પુસ્તકનો સારાં કામ—જે કરવાની આવશ્યકતા હોય—તેવાં કામ મુલતવી રાખવાથી માઠાં ફળ નિપજે છે એમ લખવાનો હેતુ છે, ને તે પ્રમાણેજ પુસ્તકની અંદર પ્રતિપાદન કરેલું છે.

સદહું પુસ્તક સરકારી કેલવણી ખાતાના ડીરેકટર **મે. ચેટફિલ્ડ** સાહેબે તેમજ વડોદરા કેલવણી ખાતાના ડીરેકટર **રાવબહાદુર હરગોવનદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ** 'ઇનામ તથા લાયબ્રેરી પુસ્તક' તરીકે મંજુર કર્યું છે તેથી તેમનો હું અત્યંત ઉપકૃત થયો છું. શિવાય આ પુસ્તકની આ બીજી આવૃત્તિ અર્પણ કરવાને **દિવાનબહાદુર મણીભાઇ જશભાઈને** લખતાં તેમણે ખુશીની સાથે રજા આપી છે તેથી તેમનો હું મોટો ઉપકાર માનુંછું.

આશા છે કે મારી પ્રથમ આવૃત્તિને ધનવાન્ ને નિર્ધન બંને વર્ગે જેવા આનંદથી તથા ભાવથી આવકાર આપ્યો હતો તેવાજ આનંદ તથા ઉમળકાથી આ આવૃત્તિને પણ આવકાર આપશેજ.

અમદાવાદ
માંડવીની પોળ, પડી, પોળ.
તા. ૧૫-૮-૮૭

**ભાષાન્તરકર્તા.**

३१२५

# मुलतवी राखवानं माठां फळ.



## प्रकरण १ लुं.

### कुटेवनां प्रथम परिणाम.

**ऍसिल** लखेछे के—लांबा वखतथी मारा मनमां मारो ईतिहास लखवानो विचार हतो, तेनो आज हुं आरंभ करूं छुं. कारण के मारी जींदगीना अर्धा सारा ठरावो, कंइ पण काम काल सुधी मुलतवी राखवाथी नकामा गयाछे. ज्यारे हुं जुवान हतो त्यार सौ एम कहेता के एनामां फकत मुलतवी राखवानी कुटेवनी एकज खोड छे. आ खोड हुं मान्य करतो हतो; पण मारामां रहेली मगरूरी अने आळसने लीधे हुं एम धारतो के ए खोड नानी अने झट सुधारी शकाय तेवी छे. परंतु मारी आखरअवस्था सुधी एम करवानो वखत मळ्या छतां पण हुं सुधर्यो नथी; तेथी हवे कांइ पण सुधारो करवाने बदले अंतःकरणनो पश्चात्ताप ठीक काम लागशे एम धारी सुधरवाना सघळा विचारो मारे छोडी देवा जोइए.

मारा पिता लंडन शेहेरना एक प्रख्यात पुस्तको वेचनार हता. मारो जन्म थयो ते दिवसे ते नवो 'जीवनचरित्रकोष' तपासता हता. प्रसवनी खबर ज्यारे तेमने करवामां आवी त्यारे तेमनी आंगळी "**ऍसिल**" ए नामपर हती. तेथी तरत तेमणे मोटे सादे वांच्युं के "इश्वरी ज्ञान, वादविवाद, अने नीति संबंधी लेखक, **सेसिरीआनो** धर्मगुरु, ऍसिल." पछी ते बोल्यो के, "आ महापुरुषनुं जे नाम छे ते नाम मारा छोकरानुं पण पाडीश. ग्रंथकार तथा धर्मगुरु ए बंने पद्विओ साथे मेळववी अशक्य छे तो पण, मने आशा छे के हुं एने तार्किक, वार्तिक, अने नीति संबंधी लेखक तथा धर्मगुरु थयेलो जोइश."—ए प्रमाणे तेमणे मारूं नाम **ऍसिल** पाड्युं. बाल्यावस्थामां मारी अक्कल अने स्मरणशक्ति

મારા જોડિયા મિત્રો કરતાં ભાગ્યેજ વધારે હતી. તોપણ પિતૃસ્નેહની લેહેરમાં મારા પિતાને તે અસાધારણ લાગતી હતી. અને તેથી તેમના ધારેલા ભવિષ્યને ટેકો મળતો હતો. તેમને એમ લાગ્યું કે આ છોકરાને ઉંચી કેલવણી નહિ અપાય તો મોટી ભૂલ થશે; તેથી મને તેવી કેલવણી આપવાને તેમણે પોતાની સત્તા કરતાં પણ વધારે પૈસા ખરચ્યા. આગળ જતાં હુ એક પ્રખ્યાત માણુસ થઈશ એ વિચારથી હું પણ બાલપણુમાંથી ઉશ્કેરાયલો હતો. મારા શિક્ષાગુરૂઓ પણ કેટલાક વખત સૂધી મારાથી સંતુષ્ટ હતા અને મારી તીવ્રબુદ્ધિનાં વખાણ કરતા. પણ એજ "તીવ્રબુદ્ધિ" શબ્દે મને આગળ વધતાં અટકાવ્યો. જે સેહેલાઇથી હું મારા પાઠ તૈયાર કરતો, તેજ સહેલાઇ પાઠ તૈયાર કરવાનું છેલ્લીઘડી સૂધી **મુલતવી** રખાવતી; અને મગરૂરીથી શરૂ કરેલી આ કુટેવનું પરિણામ અપમાન નિવડ્યું.

જ્યારે મને એક જાહેર નિશાળે મૂક્યો ત્યારે હું મારા સોબતીઓની સાથે એટલોબધો આળસુ થઇ ગયો કે મારી તીવ્રબુદ્ધિ છતાં અઠવાડીઆમાં બે વાર કોરડાનો માર મને પડતો. જેમ જેમ હું વધારે મોટો થતો ગયો તેમ તેમ મારી સમજશક્તિએ મારી ભૂલ સુધારી હોત; પણ મારા પિતાનાં કેટલાંએક અવિચારી સંભાષણ સાંભળી, મને આળસમાંજ રહેવાની તાજી મગરૂરી ઉત્પન્ન થતી. રજાના દિવસોમાં જ્યારે હું ઘેર આવ્યો, અને મારા આળસને માટે શિક્ષાગુરૂઓના ઠપકાના કાગળ મારા પિતાપર આવ્યા, ત્યારે તેમણે મને ઠપકો દેતાં દેતાં પણ પાસે બેઠેલાં માણુસો તરફ નજર કરી મારાં વખાણ કર્યાં, અને કહ્યું કે "મારો **બેસિલ** વિચિત્ર માણુસ છે; તે ધારે તે કરી શકે એવોછે; અને એના સઘળા શિક્ષકો પણ એમજ કહેછે; તથાપિ એ ઘણોજ આળસુ છે.—સઘળા બુદ્ધિમાન્ પુરૂષો એવાજ હોયછે, અને તેઓ છેલ્લી અણી સૂધી કામ મુલતવી રાખે છે. જે ગીતની ત્રીજી આવૃત્તિ મેં હમણાંજ છપાવી છે તેનો રચનાર ઘણોજ આળસુ છે. પણ એના જેટલી હીલચાલ તથા ધાંધળ દુનિયામાં કોણે કરીછે? તે પોતાનું દરેક કામ મારા **બેસિલ**ની માફક

મુલતવી રાખે છે; તે છતાં રમુજમાં આવે તો છેલ્લી ઘડીએ પણ તે ઘણું કરી શકેછે; તથાપિ રમુજમાં આવ્યા શિવાય તે કંઈ પણ કામ કરતો નથી. એકે અક્કલવાન્ પુરૂષ એવો જોવામાં નથી આવ્યો કે તે આળસુ નહિ હોય."

ઉપરનાં વખાણનો એકે શબ્દ મારા મનમાંથી ખસે તેમ નહોતું. "અક્કલવાન્ અને આળસુ" એ શબ્દો મારા મગજમાં એવા તો જડાઈ ગયા કે, તે મારી પોતાની લાગણીથી અથવા શિક્ષાગુરૂઓના બોધ અને દાબથી દૂર થઇ શક્યા નહિ. જે કુટેવ સૂધારવાને મારા શિક્ષકો પ્રયત્ન કરતા તે કુટેવને માટે હું માન ધરાવતો, અને જ્યાંસૂધી વર્ગમાં શીખવાતી કવિતા પૂરેપૂરી ઉતારી લેવાનું મુલતવી રાખવાથી મેં ઈટનની જાહેર પરીક્ષામાં ઇનામ ખોયું નહીં, ત્યાં સૂધી મારી મૂર્ખાઇને માટે મને કોઈ પણ વખત ઘણો પસ્તાવો થયો નહોતો. કવિતાની જેટલી લીંટીઓ મેં લખી હતી તેટલી બધાને પ્રસન્ન હતી; પણ પૂરી કવિતા વિના તે નકામી થઇ પડી. આથી મારૂં ધારેલું ઇનામ મારા એક સોબતી જોન્સને મળ્યું. એ જોન્સ ઘણો બુદ્ધિમાન્ નહોતો, પણ જબરો ખંતીલો હોવાથી તેણે પોતાની કવિતા વખતસર તૈયાર કરી હતી.

આ જાહેર પરીક્ષાના મેલાવડામાં મેં મારી અક્કલ બતાવવાની તક ખોઇ તેને માટે મારા પિતા મારાપર બહુ ગુસ્સે થયા. એમ થવાનું મુખ્ય કારણ એ હતું કે ખુદ મહારાજા એ મેલાવડામાં હાજર હતા; અને જેમને ઈનામ મળ્યાં તેમને મહારાજા પાસે લેઇ જવામાં આવ્યા હતા. વળી એમ ધારવામાં આવતું હતું કે જે છોકરાઓ અત્યારથીજ અક્કલવાન જણાય છે તેમને મોટપણામાં દરબાર શ્રી તરફથી સારો ફાયદો મળશે. આ સઘળાને લીધે મારા પિતાને ઘણો ખેદ થયો; અને તેમણે "અક્કલવાન ને આળસુ" કહી મને જે ઉત્તેજન આપ્યું હતું તેને માટે પોતાનેજ ઠપકો દેઇ, પોતાનાં અવિચારી સંભાષણની વિરૂદ્ધ બોલવાનો ઠરાવ કરી મને કહ્યું કે, "તારી મુલતવી રાખવાની કુટેવ છોડાવવાનો મેં નિશ્ચય ક-

યોછે." પછી તેમણે પોતાના કબાટમાંથી મિ. યંગનું નાઇટ્સ થો-ટ્સ નામનું પુસ્તક લીધું. એમાંની "Procrastination is the thief of time" (મુલતવી રાખવું એ વખતનો હરણકર્તા છે) એ લીટી તેમને યાદ હતી, તેટલા માટે જે જે વાક્યમાં "મુલ-તવી," "વખત," "આજ," વગેરે શબ્દો મળી આવ્યા તેવાં વાક્યો એકઠાં કરી, "ઢીલનાં ભયંકર પરિણામ" ને લગતા ફકરાઓ, સાત મોટાં પાનાં ભરીને ઉતાર્યા. પછી મને કહ્યું કે "એસીલ આ ફકરા-ઓ તારી આખી જીંદગીને માટે ઉપયોગી થઈ પડે તેવા છે; માટે જો તું તે મોંઢે કરીશ તોજ હું તને ગજવાખર્ચના પૈસા આપી-શ." એ વાક્યોમાં જણાવેલા વિચાર અમૂલ્ય હતા, પણ મારી મ-ગરૂરીને લીધે હું તેની દરકાર કરતો નહોતો. તો પણ મારા પિ-તાના સખ્ત ઠરાવને લીધે, મનની નાખુશી છતાં, આ સંબંધ રહિત ફકરાઓ મેં એવા તો સ્મરણશક્તિને આધીન કરી દીધા કે તેમાં-ના ઘણાખરા હજી મને યાદછે, અને તે પૈકી થોડાક અત્રે જણાવું છું.—

"વખત નકામો ગાળવો એ આત્મઘાત કરવા જેવુંછે. આ-ત્મઘાત કરવાથી ફક્ત જીંદગી ખોવી પડે એટલુંજ નહિ પણ તે સાથે બીજું ઐહિક અને પરમાર્થિક ઘણું ગુમાવવું પડેછે."

"વખત નાશી જાયછે, મરણ તાકીદ કરે છે, સ્વર્ગ આમંત્રણ કરેછે, અને નર્ક બીવરાવે છે."

"આપણે વખતને મારી કાઢીએછીએ અને તે પાછો આવે એમ ઇચ્છીએછીએ."

"માણસ વખત પાસેથી જતો રહેછે, વખત માણસ પાસેથી ઘણીજ ઝડપથી નાશી જાયછે, અને એમ બંનેની નાશભાગ પાછ-ળથી ઘણી નુકશાનકારક નીવડે છે."

"આજજ ડાહ્યા થાઓ. મુલતવી રાખવું એ મૂર્ખાઇ છે."

"જો તમે ગઇ કાલ આવવાનું ઇચ્છતાહો તો આજ એ કાલ આવેલી છે એમ ધારો. તમારી વર્તણુંકજ તમારી શાન્તિનો ગમે તો નાશ કરશે, કાંતો તેને વધારશે, દીપાવશે અને ઉન્નત કરશે. માટે

ગઈ કાલની માફક આવતી કાલ પણ નકામી જતી હશે નહિ."

"જે માણસે કાલપર વિશ્વાસ રાખ્યો નથી, જેનું કામ ખરાબ થયું નથી, ગયા વખતને માટે જે ખૂશ છે, એવા માણસને હું ક્યાં મેળવીશ?!"

અગર જોકે ઉપલા ફકરાઓ મેં મોંઢે કર્યા તોપણ હું તેથી જરાએ સુધર્યો નહિ. આથી જણાશે કે, મારી મૂર્ખાઇની ખાતરી કરવાની જરૂર નહોતી, પણ મારા નિશ્ચયોમાં ફેરફાર કરવાની જરૂર હતી. જો એ ફકરાઓમાં સૂચવેલી શીખામણ લક્ષમાં રાખી તે પ્રમાણે હું વર્ત્યો હોત તો દરવર્ષે ચાર હજાર રૂપીઆનો પેદાગરૂ થાત.

મિ. યંગની નાઇટ્સથોટ્સના ઉપલા ફકરા મોંઢે કરતાં હું ઘણો કંટાળી ગયો. અને તેથી એના ઉપર ટીકા કરવાને મારૂં મન લલચાયું. જ્યારે હું કોલેજમાં ગયો ત્યારે ત્યાં મિ. યંગના વખાણ કરનારા જે ઉત્સાહી વિદ્યાર્થિઓ હતા, તેમને હું એમ કહેવા લાગ્યો કે યંગ એ કવિ નહોતો. આમ કહેવાથી તેઓ મારી મશ્કરી કરતા. પરંતુ જેમ જેમ મારૂં હાસ્ય વધારે થવા માડયું તેમ તેમ હું એ બાબતમાં વધારે આગ્રહી થતો ગયો. ખુલ્લી રીતે હું મિ. યંગની વિરૂદ્ધ બોલવા લાગ્યો; અને કેમ્બ્રીજના કેટલાક વિદ્વાનોની મુલાકાત કરી. મારા મતના બચાવમાં કેટલુંએક લખીને હું એમ કહેવા લાગ્યો કે, મિ. યંગના લખાણમાં લોકો જેને ગૌરવ કહેછે, તે ખરે ખરૂં ગૌરવ નથી, પણ માત્ર શબ્દપાંડિત્ય છે; અને "નાઈટ્સથોટ્સ" એ કવિતાનો નમુનો નથી, પણ હાસ્યોત્પાદક મગરૂરી છે. મેં એક નિબંધ લખ્યો તેમાં મિ. કાઉલે તથા મિ. યંગનો મુકાબલો કરી તેની સમાપ્તિમાં જણાવ્યું કે, યંગ એ અઢારમા સૈકાનો કાઉલેછે. આટલું છતાં મારે વાજબી જણાવવું જોઇએ કે મારા એ નિબંધમાં ઘણે અંશે ચતુરાઇ અને માત્ર થોડેકજ અંશે સત્ય હતું.

વિદ્વાન્ પક્ષકારો જો કોઇ પ્રખ્યાત ગ્રંથકારની સામે લખાણ કરે તો ઘણી વખતે જે માનને તેઓ લાયક ન હોય, તેવું, પણ ક્ષણિક માન તેમને મળે છે. નિબંધ લખવાની મારી ધારણા સફલ

થવાની જેટલી આશા મેં રાખી હતી તેના કરતાં પણ ઘણે દરજ્જે સારી ફતેહ થઇ. આથી હું ધારવા લાગ્યો કે "હું મોટો ને ચતુર માણસ થઈશ" એવું મારા પિતાએ જે ભવિષ્ય વર્ત્યું હતું તે ખરૂં છે. તરૂણ પુરૂષોના મુરબ્બી ( Patron ) કહેવડાવતા એક પાદરીએ મારા તરફ જે પ્રીતિ દેખાડી તે પ્રીતિને લીધે હું વધારે સ્વાભિમાની થયો. મારા પિતાએ મને ધર્મ સંબંધી કેલવણી આપેલી હતી, તેથી હાલના મારા પાદરી મુરબ્બીની સાથે જેમ જેમ હું વધારે સંબંધમાં આવતો ગયો, તેમ તેમ મને સારી જગો અપાવવાને તે કબૂલ થયો. હજુ હુ ધર્મ સંબંધી કાંઈ પણ કામ કરતો નહોતો, એટલામાં ચાર હજાર રૂપીઆનું વર્ષાસન આપવાનું તેના હાથમાં આવ્યું, અને તે તેણે મારી ખાતર કેટલાક મહિના સૂધી કોઇને પણ આપ્યા વગર એમનું એમ રહેવા દીધું.

આ સંધિમાં તેણે એક દિવસ મને કહ્યું કે આવતે રવિવારે લોકસમાકુલ સમાજ મળનારી છે, તેમાં વાંચવા સારૂ "દયા" વિષેનો ઉપદેશ તું લખી લાવજે. પરંતુ જેઓ મુલતવી રાખવાની કુટેવના વશ થઇ ગયા હશે તેમના શિવાય કોઇના માનવામાં ભાગ્યે આવશે કે મેં એ ઉપદેશ લખવાનું કામ નિમેલા રવિવાર પહેલાંના શનિવારની સાંજ સૂધી મુલતવી રાખવાની મૂર્ખાઈ કરી. ભોગજોગે શનિવારે મારા કેટલાક મિત્રો મારે ત્યાં વાળુ કરવાને આવ્યા. તેમની સાથે ગપાટા મારવામાં ઘણી રાત સૂધી હું જાગ્યો. "લખાણની ઝડપમાં માન ધરાવનારો હું જુવાન ગ્રંથકાર છું" એવી મગરૂરી રાખીને મેં મારા મન સાથે વિચાર કર્યો કે, કશી ચિંતા નથી, ધારેલો નિબંધ એક કલાકમાં લખીને તૈયાર કરી દેઈશ. પણ અપશોચ! જ્યારે મારા સોબતીઓ મારે ત્યાંથી ગયા ત્યારે રાત્રિ ઘણી ગઈ હતી તેથી તરતજ હું સૂઇ ગયો, અને એવો નિરાંતે ઊંઘ્યો કે બીજે દિવસે પેલા પાદરીના ચાકરે આવી ખૂબ બૂમો પાડી ત્યારેજ જાગ્યો. આ વખતે મને જે ભય લાગ્યો તે અવર્ણનીય છે. પથારીમાંથી ઉઠીને મેં ઘડિયાળ સામું જોયું તો નવ વાગ્યા હતા. હવે

માત્ર એક કલાકજ બાકી હતો, કારણ કે દશવાગ્યે તો માગેલો નિબંધ આપવાનો હતો. તરતજ હું લખવાને બેઠો; પણ મારૂં મન તથા શરીર કંપવા લાગ્યાં અને મારા વિચાર એવા તો ગભરાટમાં પડી ગયા કે હું ગમે તેવો બુદ્ધિમાન્ હતો તથાપિ પા કલાકે પણ પહેલું વાક્ય લખી ના રહ્યો. પાદરીના ચાકરને મેં ચાળીશ મિનિટ રોક્યો. તેટલા વખતમાં બે પાનાં લખ્યાં, અને તેની સારી નકલ કરી ઓરડીમાં આમ તેમ ફરવા મંડ્યો; પણ વળી પાછું મન ચળ્યું એટલે એ બે પાંનાએ ફાડી નાંખ્યાં. પછી આખરે જ્યારે પેલા ચાકરે કહ્યું કે મારાથી હવે વધારેવાર ખોટી થવાય તેમ નથી, ત્યારે મેં માંદગીનું બ્હાનું કાઢી મારા કમનશીબ વિષે પાદરી ઉપર ચીઠ્ઠી લખી આપી તેને પાછો કાઢ્યો!!! ખરેખર એ વખતે હું માંદોજ હતો. મારૂં માથું જોરથી દુઃખતું હતું, અને આખો દિવસ હું મારી મૂર્ખાઈપર વિચાર કરતો ઓરડામાં પડી રહ્યો હતો. પરિણામ શું થશે તે મેં અગાઉથીજ ધારેલું હતું. બીજે દિવસે સવારે પેલું ચારહજાર રૂપિયાનું વર્ષાસન બીજા માણસને મળ્યું. અને તેજ વખતથી મારા ભાગ્યોદયનું મીંડું વળ્યું. આને માટે મારા પિતાએ મને અનહદ ઠપકો દીધો તેથી, અને ના ઉમેદથી, કદાચ હું સૂધર્યો હોત. પણ એક અણચિંતવ્યું સારૂં ભાગ્ય (જેને મેં સારૂં ભાગ્ય ધાર્યું હતું તે) મારો નાશકર્તા થઇ પડ્યું.

પાઠશાળાનો મારો એક મિત્ર મારા પિતાની દુકાને એક પુસ્તક ખરીદવા આવ્યો. એનો બાપ ચીન દેશમાં એલચી તરીકે જવાનો હતો, તેથી મેં ચીનદેશ જવાનો મારો આગ્રહ અને ઉત્સાહ તેને બતાવ્યાં. તેણે કહ્યું કે "તમારા વિષે હું મારા પિતાને કહીશ અને તે તમને પોતાની સાથે તેડી જશે." કબૂલત પ્રમાણે તેણે મારા વિષે પોતાના પિતાને ભલામણ કરી. હું વિદ્વાન્ તથા બુદ્ધિમાન્ છું એ વાત તેને સમજાવતી વખતે, ઘણીજ સંભાળથી અને સ્વચ્છતાથી મારાં ચિતરી રાખેલાં વનસ્પતિ વિદ્યા સંબંધી તાજાં ચિત્ર તેને બતાવ્યાં. આથી તેના બાપે મને પોતાની સાથે તેડી જવાનું

કબૂલ કર્યું. પરંતુ એ મહાયાત્રાએ જવાને મારા પિતાએ ના પાડી, અને જે ધંધાની તાલીમ મને આપી હતી તે છોડી દેઇ બીજે જતાં-જોઇ તે ગુસ્સે થયા. પણ મેં કહ્યું કે એ ધંધો મારી બુદ્ધિને અનુસરતો નથી, તેમજ હું એ ધંધામાં જ્યાંસૂધી દાખલ થયો નથી ત્યાં સૂધી તેને છોડી દેવામાં નાનમ ગણુતો નથી. "બુદ્ધિ" એ શબ્દથી હમેશની માફક મારા પિતાના મનપર ઘણી અસર થયેલી જોઇને હું મોટેથી બોલ્યો કે "મારા અનુભવથી હું કહું છું કે ઉપદેશ લખવાની વેઠ મારી બુદ્ધિને ક્ષીણ કરશે. મારી બુદ્ધિને સતેજ કરવાનો ઉપાય માત્ર એટલોજ છે કે મારે પરદેશની જૂદા જૂદા પ્રકારની રીતભાતો જોવી." મારા આવા બોલવાથી "હું મોટો ગ્રંથકાર થઇશ" એ મારા પિતાના ભવિષ્યના પૂર્વાર્ધે તેમની આશાઓ તાજી કરી, અને મારા આવ્યા પછી મારી મુસાફરીનો હેવાલ મોટી પુસ્તકના આકારમાં તેમને લખી આપવો એ સરતથી તેમણે મને ચીન જવાની રજા આપી.

એ પ્રમાણે સવારથી તે સાંજ સૂધીનો વખત મુસાફરીની વાતો કરવામાં, મોટી મોટી આશાઓ બાંધવામાં અને યુક્તિઓ રચવામાં કાઢી નાંખ્યો. મારા પિતાની વખતસર ચેતવણી છતાં પણ જવાની સઘળી તૈયારી મેં છેલ્લા અઠવાડિઆ સૂધી **મુલતવી રાખી**, અને પાછળથી ઉતાવળ અને ગભરાટ કરવા લાગ્યો. કાગળો, ચોપડીઓ, રંગની પેટી વગેરે સઘળું મારી ઓરડીમાં હજી રખડતું પડ્યું હતું. મારી પાસે જૂદી જૂદી બાબત લખવાની બાર નાની અને પરચૂરણ હકીકત લખવાની એક મોટી એમ તેર સ્મરણપોથીઓ હતી. તે પણ રીતસર તૈયાર કરી નહોતી. છેલ્લે દિવસે હું મારી પરચૂરણ સ્મરણપોથીમાં જૂદાં જૂદાં ખાનાં પાડી લાલ શાહીથી આંકવા બેઠો. પણ શાહી પાણી જેવી હતી, કાગળ ઘણા પાતળા હતા, પાનાં જલદી ફેરવવાં પડતાં હતાં, અને તેને કોરાં કરવાને શાહી ચૂસનારો કાગળ (ભસીશોષક) છેક નકામા જેવો હતો, તેથી વારંવાર ઘણા ડાઘા પડતા હતા. અધૂરામાં પૂરૂં મારૂં મન દરજીમાં હતું. કારણ કે તેને શીવવા આપેલો મારો ડગલો તે

જલદી તૈયાર કરી આપશે નહિ એવો મને ભય હતો. વળી વાયદા કરનાર મોચી પણ મારાં બૂટ જલદી નહિ આપે એવી ફિકર રહેતી હતી. એમની જંખનાને લીધે બારણું જરા ખખડે કે હું ઉઠી ઉભો થતો અને ડગલો આવ્યો કે બૂટ એમ પૂછતો. એ પ્રમાણે ઉદ્દેશ કરવાની ગરબડમાં ત્રણવાર લાલ શાહી ઢોળી નાંખી, અને બે વખત કાળી શાહીનો ખડિયો ઉંધો વાળ્યો; તથા વખતે વખત એમને (દરજીને તથા મોચીને) ઘણીજ ગાળો ભાંડી. એલચીના ખટલાને જઇ મળવા સારૂ ડાગગાડીમાં બેશી પોર્ટ્સમાઉથ જવાનો મને હુકમ મળ્યો હતો. પણ હું તો ઉપર પ્રમાણે વિચારમાં અને આંકવામાં રોકાયો હતો તેથી ડાગગાડીનો વખત થયાની ફામ મને રહી નહીં. એટલામાં ગાડીવાને હાક મારી કે અગિયાર વાગી ગયા અને ગાડી તમને મૂકીને ચાલી ગઇ. આ વખતે મારા ગરીબ બાપને ઘણું ખોટું લાગ્યું, અને તે પોતાને તથા મને ઠપકો દેતા દેતા ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યા. મેં તેમને કહ્યું કે એલચી સાહેબે મને કહ્યું હતું કે "ડાગગાડી **પોર્ટ્સમાઉથ** પહોંચશે તેજ દિવસે અમે ત્યાંથી ઉપડવાના નથી, કારણ કે ઘણાં કારણોને લીધે એક દીવસ ત્યાં અને મારે રોકાવું પડશે." વળી જે દિવસે એ **પોર્ટ્સમાઉથ** પહોંચશે તે દિવસે કદાપિ પવન સારો નહિ હોય, અને તેમના ખટલાનાં કેટલાંક માણસો મારા કરતાં પણ વધારે અનિયમિત હશે. આ દલીલોથી, અને સામાના મનમાં ઠસાવવાની યુક્તિથી મેં મારા પિતાનો ભય દૂર કર્યો. અને અમે નિશ્ચય કર્યો કે આજ હવે જવાય તેમ નથી માટે "**કાલ**"જ નીકળવું.

## પ્રકરણ ૨ જું

### કોઇપણ મોટી ખોડરૂપી અસગવડતા અતિશય પીડાકારકછે.

**પોર્ટ્સમાઉથ** બંદરની વીશીમાં આવતાં વારજ મને ખબર મળી કે **લાયન** અને **હડસન** નામે વહાણો ચીનદેશ જનારા એ-

લચીઓને લેઇને થોડાજ કલાકપર ઉપડી ગયાં. આથી નાઉમેદ થઈ હું એક પણ શબ્દ બોલી શક્યો નહિ. મને ગભરાટમાં પડેલો તથા આભો બનેલો જોઇને વીશીનો એક દયાળુ ચાકરે મારી પાસે આવ્યો, અને મારી સ્થિતિ વિષે પૂછપરછ કરવા મંડયો. મેં તેને સર્વ હકીકત કહી તે સાંભળીને તે બોલ્યો કે, તમે ગભરાશો નહિઃ **જેકોલ** નામની એક બોટ સદહું એલચીનો કેટલોક સામાન લેઇને થોડીવાર પછી અત્રેથી નિકળવાની છે; અને જે ગૃહસ્થ એની સાથે જનાર છે તે આ પાસેના મહોલ્લામાંની એક વીશીમાં જમીને દશ મિનિટ થવાંજ બંદર ઉપર ગયો છે; માટે તમે તાકીદે ત્યાં જઇ પહોંચશો તો એનો મેલાપ તમને થશે. આ ખુશ ખબર સાંભળીને હું ઘણીજ ઉતાવળથી બંદર ઉપર ગયો, પણ કમનશીબે તે બોટ પણ ઉપડી ગઇ હતીઃ! હું ગભરાટમાં પડયો કે હવે શું કરવું! પછી ત્યાં એક બીજી બોટ તૈયાર હતી તેના માલીકને મેં માગ્યા પૈસા આપીને **જેકોલ** ભેગો કરી દેવાની સરતે હું તેમાં બેઠો. એ બોટવાળાએ એવા સપાટાથી હંકારવા માંડયું કે એક ઠેકાણે **જેકોલ** લંગર નાંખવાની તૈયારીમાં હતી તે વખતે મને ત્યાં પહોંચાડયો. પછી હું જેકોલમાં બેઠો; અને જે ગભરાટથી હું બહાવરો બન્યો હતો તે ગભરાટ જરા શાન્ત પડયો તથા મારામાં બોલવાની શક્તિ આવી, કે તરતજ મેં મોટે સાદે કહ્યું કે "જાણે હું ગઇ કાલનો આ બોટપર હોઊં તેમ અત્રે સહીસલામત છું." પછી મારી મૂર્ખાઇ વિષે મને વિચિત્ર વિચાર થવા લાગ્યા, અને તે વખતથી મેં નક્કી કર્યું કે **"હવે કદી મોડા થવું નહિ."**

શાન્ત થયા પછી જ્યારે હું વિચાર કરવા લાગ્યો ત્યારે "**લાયન**માં મારાથી જવાયું નહિ" તેને માટે મને દિલગીરી થઇ; કારણ કે મારો મિત્ર તથા રક્ષક એમાં હતા. વળી એલચીનાં જે વિદ્વાન્ અને ચતુર માણસો સાથે મારે ઓળખાણ થઇ હતી અને જેઓ મારાપર મમતા રાખતા હતા તે સર્વ પણ તેમાં હતા. તેમના સહવાસ અને વાતચિતથી આ લાંબી મુસાફરીમાં હું જે લાભ મેળ-

વત તે સઘળા મેં મારી બેફિકરાઈથી ખોયા. આગળ ચાલતાં એક નહેરમાં થઇને જતાં અમારી બોટ **લાયન** તથા **હુડસન**થી છેક છૂટી પડી ગઈ. આખરે **સુમાત્રા**ના કિનારાપર એક વળીને કડકે જડેલું પાટિયુ અમે (મેં અને મારા સાથીઓએ) જોયું. એ પાટિયું મારા મિત્રે ચોડયું હતું અને તેમાં લખ્યું હતું કે, ફલાણે દિવસે **લાયન** તથા **હુડસન** આ કિનારે થઇને ગયાં હતાં. પાછળથી જ્યારે અમે એલચીના ભેગા થાય ત્યારે મારા મિત્રે મને કહ્યું કે " નહેરની પેલી બાજુના ઉપસાગરમાં લાગટ પાંચ દિવસ સૂધી અમે તમારી વાટ જોઇ હતી; પણ કોઇ આવ્યું નહિ ત્યારે પછી ત્યાંથી ઊપડી ગયા હતા. સુમાત્રાને કિનારે જે પાટિયું ચોડયું હતું તે પણ મેંજ ચોડયું હતું; કારણ કે તે વાંચી તમે પણ તે રસ્તેથી તમારી બોટ હંકારી લાવીને અમને મળો,

આ લખિત પાટિયું જોઇ મારો આનંદ જાગૃત થયો. પવન પણ અનુકૂળ હોય એમ લાગ્યું પણ અપશોચ! બન્કની સામુદ્રધુંની વટાવતાં અમારી બોટને એવું તો નુકશાન લાગ્યું કે તેને સજ કરાવવાને અને નવો ખોરાક લેવાને અમારે અંદર તરફ પાછા ફરવાની જરૂર પડી. આથી પ્રંથમના વહાણમાં જનારને અમે બધા સાથીઓ નશીબદાર ગણુવા લાગ્યા; તેમાં વળી હું તો દિવસમાં વીશવાર એમ કહેતો હતો. તે સાથે હું એમ પણ બોલતો કે "જો હું વખતસર **સ્પીટહેડ** પહોંચ્યો હોત તો મારે પણ એજ (એલચીનાં) વહાણુમાં જવાંનું હતું." આ છેલ્લા બોલ મારા સોબતીઓએ સાંભળ્યા ત્યારે કેટલાકને મારી દયા આવી અને કેટલાકે મને ઠપકો દીધો; પણ ઘણાનો મત એવોજ થયો કે મારી ભૂલને માટે મને એવીજ શિક્ષા થવી જોઇએ. આખરે ઉત્તરદ્વીપમાં અમે એલચીનાં વહાણુને મળ્યા. અમારા મિત્રોને અમને ફરીથી મળવાની બિલકુલ આશા નહોતી અને તેથી જેકોલ (અમારા મછવા)ની બોટ પૂરી પાડવાને તેમણે **બતેવિયા**માંથી એક ફ્રેન્ચવહાણુ ખરીદ કીધું હતું. પછી તેમણે મને **લાયન**મા બેસાડયો; અને સફરના પ્રથમ

ભાગમાં જે વિદ્વાનોથી વિયોગ પડચો હતો તે વિદ્વાનો સાથે વાતચિત કરવાની તક મળી તેથી મને ઘણો સંતોષ થયો. જે જે સ્થળ એમણે જેયાં હતાં પણ મારાથી જેવાયાં નહોતાં તે વિષે જ્યારે એમણે મારી સાથે વાત કરી ત્યારે મારા મનમાં નવીજ દિલગીરી પેદા થઇ.

મારા મિત્રાએ મને કહ્યું કે **"પાઈન એપલ્સ"*** કરીને એક ફળ થાય છે તે તરવાર સાફ કરવાને ઘણું કામ આવે છે, અને અમે પણ અમારી તરવારો એનાથી સાફ કરી હતી. આ સાંભળીને મને ઘણી દિલગીરી ઉત્પન્ન થઇ; પણ થોડી જીજ્ઞાસા ઉત્પન્ન કરનારી આવી ચીજો કરતાં, પ્રખ્યાત **"યુપાસ્ટ્રી"**† વિષે હું કાંઈ પણ જ્ઞાન મેળવી શકયો નહિ એથી મને ઘણો શોક થયો, અને ધાર્યું કે જો હું **બતેવિયા**માં હોત તો ત્યાં બાગના માળી પાસેથી એને માટે ચોકસ ખબર કાઢી શકત.

હું કબૂલ કરૂંછું કે મને આટલો પશ્ચાતાપ થયો તે મુખ્યત્વે કરીને કુદરતને વધારે ચહાવાને લીધે નહોતો; પણ મેં લખવા ધારેલા પુસ્તકમાં એ યુપાસ્ટ્રીના વિષે હું ઘણું સારૂં લખી શકત, એ વાત મને વારેઘડીએ યાદ આવતી હતી. પરંતુ હવે તો ચીનના વિશાળ દેશમાં જે જે ચીજ મળી આવે તે તે ચીજનું બ્યાન કરી મારા પુસ્તકને રમુજી, જ્ઞાનદ, રસિક અને પ્રૌઢ બનાવવાનું ધારી મેં મારા મનને સંતોષ્યું. અક્કલવાન્ આદમી સાધારણ કે નકામી વસ્તુ અગર બનાવને નવાં નવાં રૂપ આપી ઉમદા સાર બતાવે છે, તો પછી જે વિશાળ દેશના લોકોની રીતભાત અને નિયમ નીતિ વિગેરે દુનિઆની કોઇ પણ પ્રજા કરતાં જૂદાંજ છે તેનું બ્યાન કરવામાં શી બાકી રાખે! આવી સ્થિતિમાં અક્કલવાન્‌ના લખાણમાંથી તત્વજ્ઞાની વિચારો, નીતિ નિયમ, પ્રકૃતિ, વિવેક અને માનસશાસ્ત્રની શોધો, તથા કાયદા અને રાજનીતિના લાભ મેળવવાને લોકો કેટલા ઉત્સુક થાય!

જેવા ગ્રંથની લોકો મારા તરફથી આશા રાખે તેવોજ ગ્રંથ

* Pine-apples=અનનાસ. †Upas-tree એક જાતનું ઝેરી ઝાડ.

હું તેઓની નજર આગળ મૂકીશ એમ ધારીને હું ખૂશી થયો. મારા અમૂલ્ય અને અદ્વિતીય પુસ્તકને માટે મારા મિત્રો મને મુબારકબાદી આપશે એમ ધારી હું મગરૂર થયો; અને પોતાનું વર્તેલું ભવિષ્ય સફળ થયું એમ ધારી તથા પોતાના પુત્રની (મારી) કીર્તિ સાંભળી મારા પિતા ઘણા ખૂશી થશે એમ વિચારીને હું ફૂલાયો. આવા આવા તર્કવિતર્ક કરતાં ચીનનું મકાઉ બંદર આવી પહોંચ્યું અને અમે સઘળા ત્યાં ઉતરી પડ્યા.

મુકામ કર્યા પછી પ્રસ્તાવનાનું ટાંચણ કરવાને અને પ્રકરણનાં મથાળાં ગોઠવવાને હું રાત્રે મોડો લખવા બેઠો; પણ થાકી ગયો હતો તેથી એ કામ પડતું મૂકી ઘસઘસાટ ઊંઘી ગયો. ઊંઘમાં મને એવું સ્વપ્નું આવ્યું કે જાણે હું ચીનના શાહાનશાહને "Chrononhotonthologos" (ક્રોનોન્હોટોન્થોલોગોસ)નો ઉચ્ચાર કરતાં શિખવુંછું. પણ એટલામાં વહાણું વાતાં ઘંટનો અવાજ થયો તેથી હું જાગી ઉઠયો. **પેકીન** જનારા ઉતારૂઓને લેઇ જનાર વહાણ ઉપડવાની તૈયારીમાં હતું તેની સૂચના તરીકે એ ઘંટ વગાડવામાં આવ્યો હતો. ઝપાટાબંધ મારાં કપડાં સંભાળી લેઇને ઘંટ વાગતો બંધ થતા પહેલાં હું વહાણમાં જઇ બેઠો. આ વખતની મારી ત્વરા (ચાલાકી) ને માટે હું ફૂલાવા લાગ્યો; પણ અમે વહાણમાંથી ઉતરીને અંદરના પ્રદેશમાં છ ગાઉ પણ નહિ ગયા હોઇએ એટલામાં તો મારે મારી એ ત્વરાને માટે પસ્તાવું પડ્યું. ચીનના મુલકમાં પ્રવેશ કરતાં મારા મનપર જે જે અસર થઈ તે સર્વે મારે નોંધી લેવી હતી. પણ અપશોચ! સ્મરણપોથી અને પેન્સિલ લેવાને મેં મારા ગજવામાં હાથ ઘાલ્યો તે ભૂંઠા પડવાનેજ; કારણ કે તે બંને બાનાં મકાઉ બંદર પરની મારી પથારીમાં હું ભૂલી આવ્યો હતો. ફક્ત એક સ્મરણપોથીજ ત્યાં ભૂલી આવ્યો હતો એમ નહીં પણ તે સાથે બીજી દશબાર ચીજો રહી ગઇ હતી.

અગર જો કે સ્મરણપોથીની ખોટ બીજા માણસોને ગમે તેટલી નકામી દેખાતી હશે, પરંતુ મને તો તેથી ખરેખરો ગેરફાયદો

હતો. હવે કાગળ વેચાતા લેઈ બીજી સ્મરણપોથી બાંધવી જોઇએ પણ આ કામ સહેલું હતું" તેથી દરરોજ તે **મુલતવીરાખીને** ઉપયોગી ટાંચણ કાગળની કરચોપર લખવા લાગ્યો, અને કાલ સ્મરણપોથી બાંધી તેમાં એ ટાંચણ ઉતારી લેઇશ એમ ધારી તે કરચોને રાખી મૂકતો.

એમ કરતાં અમે **પેકીન**માં આવી પહોંચ્યા. અમારો ઉતારો ત્યાંના એક ભભકાદાર રાજ્યમહેલમાં હતો; પણ અહીં અમે એટલા સખત ચોકીપહેરામાં હતા કે અમારાથી મેહેલના વંડાની બહાર જવાતું નહિ. કોઇ એમ કહેશે કે આ જગોએ સ્મરણપોથી બાંધી કાગળની જૂદી જૂદી કરચો પર કરેલું ટાંચણ તેમાં ઉતારી લેવાને તમને પુષ્કળ વખત મળ્યો હશે; તો એ વાત હું કબૂલ કરૂં છું. આ સ્થળે મને પુષ્કળ વખત હતો અને એ કામ કરવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો હતો; પણ બંદાના **મુલતવી રાખવાનો પાર આવે ત્યારે કની!** હું એમ ધારતો હતો કે એ કામ માત્ર થોડા કલાકનું છે તેથી ગમે તે દિવસે કરી શકાશે. પછી તો ત્યાં સખત તાપ લાગવા માંડયો. ત્યાં રહ્યા પછીના પહેલા અઠવાડીઆમાં હું આખો દિવસ મારો કબજો અને પહેરણ કાઢી નાંખતો અને શરબત પીધા કરતો. વળી ચીનના પ્રતિનિધિઓની વિવેકભરી મુલાકાતોમાં અમારો ઘણો વખત જતો. તેઓ યંત્રની માફક એવી ઝડપથી બોલચાલ કરતા કે અમારા દુઃભાષીઆને પણ તેમનાં વિવેકી વાકયોનો અર્થ અમને સમજાવતાં મુશ્કેલી પડતી. બારીકીથી જોતાં એ વાકયો સાંભળવા લાયકજ નહોતાં. અમે તેમને પંખો નાંખતા, ચાહ પીતા, ફળ તથા ચોખા ખાતા અને સોપારી ચાવતા જોયા. મારો વિચાર એમની એ ચેષ્ટાઓ નોંધી લેવાનો થયો, પણ પછી એમ લાગ્યું કે યૂરોપથી આટલે વેગળે આવી એવી ચેષ્ટાઓપર ટીકા કરવી એ બિલકુલ નકામું છે; કારણકે એક સાધારણ ચિનાઈ વર્તમાનપત્ર પોતાની હમેશની ઢબમાં એનો સારો ચિતાર આપી શકે. મેં એક બીજું અઠવાડિયું આ વ્યર્થ વિવેકમાં

સાવધ રહેનારા અક્કલ વગરના માણસોની નિન્દા કરવામાં ગાળ્યું અને મારા પુસ્તકમાં એ બાબત એક છડાદાર પ્રકરણ લખવાની ટીપ કરી.

એક સવારમાં એવીજ ઢબછબના એક પ્રતિનિધિની મુલાકાતથી અમે અજાયબ થયા. તેને પ્રતિનિધિના હોદ્દાપર અને ચિનાઇ પોશાક પહેરી ફ્રેન્ચ ભાષામાં અમારી સાથે વાતો કરતો જોઇ અમને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે અમને કહ્યું કે "પ્રથમ હું ફ્રેન્ચ જેસ્યુટ* હતો, અને પારિસના કેટલાએક પાદરીઓની સાથે અત્રે આવ્યો હતો. પણ અહીંના સત્તાવાળાઓએ અમારો મત ફેલાવવાની સખત મના કરી તેથી ઘણાખરા પાછા ગયા અને થોડાકે અત્રે રહી દેશ તેવો વેશ કર્યો. પછી અમારા સારા જ્ઞાનને લીધે રાજ્ય તરફથી અમને પ્રતિનિધિની જગાઓ મળી." આ પ્રતિનિધિની સાથે જે વાત થઇ તે રસિક અને જ્ઞાનદ હતી. તે યૂરોપની નવાજૂની સાંભળવાને ઉત્કંઠિત હતો અને અમે ચીનની ખબર મેળવવાને આતુર હતા. મેં એની તરફ સારો પ્રેમ બતાવ્યો અને તેનો વિશ્વાસુ થવાને હું ભાગ્યશાળી નીવડયો. તે વારંવાર મારી મુલાકાતે આવતો અને થોડાક કલાક મારી ઓરડીમાં વાતચિત કરવામાં મારી સાથે ગાળતો,

અજાણ્યા માણસ સાથે ઘણો સહવાસ રાખનારના ઉપર ચીનના લોક વહેમે ભરાય છે, પણ અમારી મુલાકાતને માટે તેણે એમને એવું સમજાવ્યું હતું કે, 'વિદ્યા સંબંધી વાત વિચાર કરવાને હું તેની પાસે જાઉંછું,' તેથી કોઇને કાંઇ પણ વહેમ આવ્યો નહિ. તેમજ સરકારમાં એની પ્રમાણિકતા વિષે સારો અભિપ્રાય હતો. તે અને હું ચોપડીઓ વાંચી તથા વાતો કરી આનંદમાં કાળક્ષેપ કરતા. એણે કેટલીએક વાતો અને વર્ણનથી પેકીન નિવાસીઓની રીતભાત તથા ઘરસંસારી સ્થિતિ વિષે મને સારી બાતમી આપી.

---

* jesuit-ગમે તે પ્રકારે રોમન ક્યાથોલિક ધર્મ ફેલાવવા સારૂ સ્થાપન થએલા પંથનો માણસ.

એવી બાતમી બીજા કોઈ પણ પ્રકારે મને મળી શકત નહિ. એની વર્ણનશક્તિ ઘણી અજાયબ જેવી હતી, અને એની રીતભાત મને એવી તો નવાઈ જેવી લાગતી કે તેથી મને અત્યાનંદ થતો. મેં એને Chiasela Bruyere નું ઉપનામ આપ્યું, અને મેં રચવા ધારેલા પુસ્તકમાં એના વિષે સારૂં વર્ણન કરી એની વક્તૃત્વ શક્તિની પુષ્કળ પ્રશંસા કરવાનું નક્કી કર્યું. તેણે ચીનાઇ દાંભિક ગંભીરતાનો ત્યાગ કરી ફ્રેન્ચની ચપળતા અંગીકાર કરી. મારા વખાણથી તેની મગરૂરી તૃપ્ત થઇ અને એની અક્કલ વિષેનો મારો મત વધારવાને એણે બનતી કોશીશ કરી.

આખરે અમને હુકમ મળ્યો કે તાતારના **જેહોલ** શહેરમાં જવાનો પાદશાહી પેગામ આવ્યો છે તે સ્વીકારવો. એ શહેરને "અત્યંત શાન્તિનું સ્થાન તથા અસંખ્ય વૃક્ષોનો બાગ" કહેતા હતા. આ નામ સાંભળીનેજ મેં વિચાર કર્યો કે એ જગા બુદ્ધિને પ્રદીપ્ત કરશે. મેં નિશ્ચય કર્યો કે મારા ભવિષ્યના પુસ્તકનું ઓછામાં ઓછું એક પ્રકરણ પણ એ ખુશનુમા જગાએ લખીશ. આવા વિચારથી હું તાતાર જવાને નીકળ્યો. મારા સન્મિત્ર પ્રતિનિધિએ અમારી સાથે આવવાની ઇચ્છા જણાવી. એને ત્યાં આવવાનું કારણ એ હતું કે ચીનના કેટલાંએક હસ્તલિખિત પુસ્તકો વિષે શાહાનશાહને અરજ કરવી હતી. આથી મને ઘણી ખૂશી થઇ. મારા મિત્ર **વેન્ટજે** (પેલા પ્રતિનિધિનું એ નામ હતું) મુસાફરીની એવી તો સારી ગોઠવણ કરી હતી કે બનતા સૂધી આખી વાટ અમે સાથેજ રહ્યા. યુરોપના મુસાફરોને આ દેશમાં મારા જેટલું સુખ નહિ મળ્યું હોય; કારણ કે લોકોની ઘરસંસારી તથા રાજ્યદરબારી રીતભાતનું યથાસ્થિત વર્ણન ખૂશીથી કરી શકે એવો મારે મિત્ર હતો. કોઇ પણ ચીજ કે પુરૂષનો ઉપરચોટીઓ હેવાલ લખી પોતાની ચોકસી બતાવવા ખોટા દાખલા દલીલો આપનાર મુસાફરોની જે મશ્કરી થાય છે તે મશ્કરીનો મારે કંઇ પણ ભય નહોતો.

જ્યાર અમે **જેહોલ** જઇ પહોંચ્યા ત્યારે પાદશાહને મળવાની

ગડબડને લીધે, લખવાના મેજની તંગાસને લીધે, અને કદાચ મારી "મુલતવી રાખવાની કટેવે" કરીને મારા પુસ્તકનું પ્રથમ પ્રકરણ લખાયું નહીં. તેમજ મુસાફરી કરતી વખતે મારા મિત્રે જે ટીકાકરી હતી તે પણ ઉતારી લેવાઇ નહીં. એક દિવસે સવારમાં મેં મારી નોંધની તમામ ચીઠીઓ તથા કાગળિયાં ડગલાના ગજવામાંથી કાઢ્યાં; તેનો ઢગલો જોઈને હું તાજુબ થયો, અને બીજે દિવસે એ બધાંને ગોઠવી ગાંસડીમાં બાંધીશ એવા ઇરાદાથી એક વાંસના કંડીઆમાં ભર્યો. પછી બીજે દિવસે તો આપણાથી તેમાંનું કાંઇ થયું નહિ; કારણ કે પેકીનથી આવેલાં અંગ્રેજી નજરાણાં વગેરે પેટીઓમાંથી કાઢવાનાં હતાં. વળી એને બીજે દિવસે બાદશાહની મુલાકાત કરવાની હતી, અને તેને બીજે દિવસે તો એક જૂદુંજ કામ કરવાનું મેં ધારી રાખ્યું હતું. ઇગ્લંડના રાજાને ભેટ આપવા સારૂ ચીનના શહાનશાહે અમારા એલચીને એક પેટી આપીને કહ્યું કે સૌથી ભારેમાં ભારે ભેટ આજ હું તમારા રાજાને મોકલું છું. એ પેટીમાં શહાનશાહના વડિલોની નાંના આકારની છબીઓ હતી, અને એમાંની દરેક છબીની નીચે છબીવાળા પુરૂષની ચાલચલગત તથા તેની કારકીર્દીમાં બનેલી જાણવા જોગ બીનાનું વર્ણન કવિતામાં લખેલું હતું. એ છબીઓ જોઇને મારા મનમાં તુરંગ ઉઠ્યો કે ઇગ્લંડના રાજાઓની એવીજ છબીઓ ચીતરી શહાનશાહને ભેટ કરી હોય તો તેથી તે ઘણોજ ખૂશ ખૂશ થઈ જાય. આ બાબત મેં મારા મિત્ર વૅન્ટેજની સલાહ પૂછી ત્યારે તેણે મારા વિચારને ટેકો આપ્યો, અને કહ્યું કે એથી શહાનશાહ તમારા ઉપર ઘણા પ્રસન્ન થઇ સારૂં માન તથા ઉદાર બક્ષિસ આપશે, અને તેથી તમે ઘણા પ્રખ્યાત થશો. હું જે છબીઓ તૈયાર કરૂં તેના ઉપર ચીનાઇ વારનિશ કરી આપવાનું, તથા તૈયાર થયેથી તે શાહનશાહને ભેટ કરવાનું તેણે મને વચન આપ્યું. આખો શિયાળો પેકીનમાં રહેવાનું થશે એમ ધારવામાં હતું; તેથી મેં વિચાર કર્યો કે તે વખતે એ છબીઓ તૈયારી કરવાની સારી અવકાશ મળશે. મારી ચીતરેલી છબીઓ બરાબર મળતી આવશે કે નહિ એ વિષે શંકા

આણુવાની કાંઇ જરૂર નહોતી; કારણ કે શહાનશાહ એવી ભૂલો કાઢી શકે તેમ નહોતું. વળી સારા ભાગ્યે હું લંડનથી નીકળ્યો તે વખતે ઇંગ્લાંડના સર્વ રાજાઓના ઈતિહાસ સહિતની છાપેલી છબીઓ મારી સાથે આવી હતી એટલે મારા કામમાં સુગમતા થાય તેમ હતું. ઘેરથી નીકળતી વખતે ઉતાવળથી સામાન બાંધવાની ગરબડમાં સરખા કદના પંચાંગને બદલે એ છબીઓનો ગડી વાળેલો કાગળ પેટીમાં નાખી દીધો હતો. મારી બેફિકરાઈને લીધે મારા જન્મારામાં કેટલાક સારા બનાવ બન્યા છે; પરંતુ એજ બેફિકરાઇએ મારા સુભાગ્યનો હમેશનો લાભ ચૂકાવ્યો છે.

આ વખતે મેં દૃઢ નિશ્ચય કર્યો કે તાલેવંત થવાની આવી સારી તક આળસુ થઇને હવે હું નહિ ગુમાવું. તરતજ હું તે કામ લેઇ બેઠો અને એવી ત્વરા અને સહેલાઇથી મેં કવિતા કરી કે તેથી મારો મિત્ર આશ્ચર્ય પામ્યો. અમે ઉતર્યા હતાં તે મહેલના બહારના ભાગમાં એક ગેલેરી હતી. તેની એક બાજુએ એકાન્તસ્થળ હતું. ત્યાં જઇને હું મારૂં કામ કરતો; તેથી મહેલની અંદર થતી ગડબડની મને હરકત પડતી નહોતી. એ ગેલેરીની પાસે અમારા તોપખાનાના માણસો કવાયત કરતા તે શિવાયનો બાકીનો બધો વખત ત્યાં શાન્તિ રહેતી. મોડી રાત સુધી હું ત્યાં લખવાને બેસતો. એક સુંદર અંજવાળી રાત્રે ઈલીઝાબેથ રાણી વિષે કવિતાની થોડીક લીટીઓ ગોઠવતો ગોઠવતો હું ગેલેરીમાં ફરવા લાગ્યો, અને છેલ્લી બે લીટીઓ મારી મરજી પ્રમાણે બનાવી શક્યો નહિ, તેથી મહેલની વચ્ચોવચ એક કૃત્રિમ ખડક હતો તેના ઉપર હું બેઠો અને હાથપર માથું મૂકીને gloryનો અનુપ્રાસ મળે તેવો જોઇતો શબ્દ ખોળી કાઢવાનો વિચાર કરતો કરતો ઘસઘસાટ ઉંઘી ગયો. એવામાં એકદમ એક ભયંકર ગર્જના થઇ તેથી હું જાગ્યો અને બેશુદ્ધ થઇ ઊંધે મ્હોડે જમીનપર પડી ગયો.

જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મને માલૂમ પડ્યું કે થોડાક યૂરોપીઅનો અને કેટલાક ચીનાઓથી મહેલ ભરાઇ ગયો હતો. એ સઘળા તુરત-

ના ઉઠેલા હોય એમ લાગતું હતું; અને તેમની પાસે ફાનસો અને મશાલો હતી. એ બધા માણુસો ગભરાટ ભર્યા પૂછતા હતા કે 'શું થયું? શું થયું?' મેં જોયું તો ત્યાં જમીનપર લાકડાના થાંભલાના કડકા, સાદડીઓ, અને ખપરડો પડેલાં હતાં તથા ગેલેરીના જે ભાગમાં હું ફરતો હતો તે અને મારૂં એકાન્તસ્થળ નાશ પામ્યાં હતાં. વળી દારૂની ગંધ પણ આવતી હતી. મને યાદ આવ્યું કે 'મારી બંદૂક ભરવાને દારૂની એક કોથળી એક સિપાઈ પાસેથી આજ સવારે મેં માગી લીધી હતી, પણ તેનો ઉપયોગ કરવાનું મુલતવી રાખ્યું હતું; તેથી આખો દિવસ તે મારા એકાંતસ્થળના ટેબલ ઉપર ઉઘાડી પડી રહી હતી અને તેની પાસે બંદૂક પણ મૂકેલી હતી. જ્યારે હું ગેલેરીમાં ફરવા ગયો ત્યારે ટેબલ ઉપરનો દીવો મેં બળતો રાખ્યો હતો, અને હું ધારૂંછું કે એ દીવામાંથી બળતો મોગરો ખરીને પેલી થેલી ઉપર પડયો હશે, તેથી તેમાંનો દારૂ સળગી ઉઠયો અને નહિ ધારેલો અકસ્માત બન્યો. આ બનાવથી મારી સાથેના એલચીના માણુસોને ગભરાટ ઉત્પન્ન થયો એટલુંજ નહિ, પણ એ શી રીતે બન્યું તે સમજી ન શકે એવા પાસેના ચીનાઓ પણ ગભરાયા.

મારી સાથેના બધા માણુસો મને કઠોર વચનો કહી ઠપકો દેવા મંડયા, તેથી ગભરાટને લીધે મેં તૈયાર કરેલી ઈગ્લાંડના સર્વ રાજાઓની છબીઓ અને કવિતા નાશ પામ્યાં તે સંભારવાનું પણ હું ભૂલી ગયો. તેમાંનો કકડોએ બચ્યો નહોતો, તેથી એ કામ કરવામાં મેં ગાળેલો વખત તથા લીધેલી મહેનત સર્વ પાણીમાં ગયાં. આ કરતાં પણ વધારે દુઃખદાયક તો એ હતું કે મારો એક શબ્દ પણ કોઇ સાંભળતું નહોતું. મારી બેફિકરાઇને લીધે બધા મારા ઉપર ગુસ્સે થયા હતા, અને આ બનાવનું પરિણામ માઠું થશે એમ ધારતા હતા. તેમને એમ લાગ્યું કે નાખૂશ થઈને જતા રહેલા ચીનાઓ સઘળી હકિકત શહેરના પ્રતિનિધિઓને જરૂર જાહેર કરશે, અને એ પ્રતિનિધિઓ શહાનશાહને જણાવશે.

આ બાબતમાં મેં મારા મિત્રની સલાહ પૂછી, ત્યારે તેણે અ-

મારો ભ્રમ ઓછો કરવાને બદલે ઉલટો વધાર્યો. તેણે કહ્યું કે "એ બાબત શહેરમાં રજનું ગજ થઈ બહુ વાતો ફેલાઇ છે. ચીનાઓ જે સ્વાભાવિક રીતે બીકણુ અને પરદેશી તરફ વહેમ રાખનારા છે, તેઓ, આ કૃત્ય તેમને હેરાન કરવાને માટે નહોતું, પણ એ તો અકસ્માતજ બન્યું છે, એમ નહિ માને. એકાન્તસ્થળનો કોઈ ભાગ ઉડેલો તે વાગવાથી એક છોકરૂં ઘાયલ થયું છે; અને બંદુકના છેડાનો ભાગ ઊડી પાસેના મહોલ્લામાં પડયો હશે તે કોઇએ ત્યાંથી લઇ જઈને પ્રતિનિધિને આપ્યો છે, તથા કહ્યું છે કે આ કામ ખોટા ઈરાદાથીજ કરેલું છે" વળી તેણે કહ્યું કે લોકોને મ્હોડે કાંઈ ઢાંકણું દેવાય તેમ નથી, તેથી તેમના ઘોંઘાટને લીધે આ અકસ્માતનું પરિણામ ભૂંડું થશે. આ વિચારને મજબૂતી આપે એવી એક છાની વાત તેણે મને કહી. તે એ કે થોડા દિવસપર બંદૂકો વિગેરે લડાઈનાં હથિયારની ભેટ કોઇના તરફથી આવી હતી. તે તપાસતાં છરાના ગોળા ભરવાની પિતળની તોપ જોઇને શહાનશાહે કહ્યું કે,—અગર જો કે નાશ કરવાનાં આ હથિયાર બનાવવાની ચતુરાઇ હું વખાણું છું, તોપણ જે એનો ઉપયોગ કરે છે તેમને મારે નિંદવા જોઇએ. પોતાના ધર્મનાં તત્વો સાથે લડાઇ સંબંધી સાહિત્યમાં આવો સુધારો કરે છે તે સ્વીકારી શકાય નહિ.

મારી બેફિકરાઇથી થયેલા અકસ્માતની બાબતમાં જે સત્ય છે તે શહાનશાને જણાવવાનું, અને લોકોના ખોટા વહેમથી તથા પ્રતિનિધિઓએ ધારેલી ખોટી સૂચનાઓથી જે અસર થાય તે અટકાવવાનું મારા મિત્રે મને વચન આપ્યું. પણ મારે એમજ ધારવું જોઇએ કે તેના સર્વ પ્રયત્ન વ્યર્થ ગયા હશે, અથવા તો એને અમારા કામમાં વચ્ચે નહિ પડવાનો સખ્ત હુકમ મળ્યો હશે, કે અમારી સાથે દોસ્તી રાખવાથી ભવિષ્યના અપમાનમાં એને પણ ભાગ લેવો પડે એમ તેણે ધાર્યું હશે; ગમે તેમ હોય, પણ ઉપલી વાતચિત વખતે અમે મળ્યા તે અમારી છેલ્લી મુલાકાત હતી; ત્યાર પછી તે મને મળ્યો નથી.

## પ્રકરણ ૨ જું.

### "માણસ પોતાના સતત અપરાધને પોતાનું દુર્ભાગ્ય ધારેછે."

થોડા દિવસમાં અમારા એલચીના કાફલાને પેકીન પાછા જવાનો હુકમ મળ્યો. ત્યાં અમારે રહેવાનો મહેલ શિયાળામાં જોઇતા સરસામાનથી ભરપૂર હતો. પેકીન આવ્યાં પછી એલચી સાહેબ પોતાના ખાતાના માણસોની ગોઠવણ કરવામાં રોકાયા હતા, તેટલામાં શહાનશાહ તરફથી એવો હુકમ મળ્યો કે "બનતી ઉતાવળથી તમારે ચીન દેશ છોડી જતા રહેવું." અને તે પછીના સોમવારે બીજો હુકમ મળ્યો કે "આવતા બુધવારે તમારે પેકીન છોડી જવું" આ તાબડતોબ હુકમનાં જૂદાં જૂદાં કારણ ગણાતાં હતાં, અને તેમાં મારાથી થયેલો અકસ્માત પણ એક કારણ તરીકે ગણાતો હતો. એવી નજીવી વાતનું પરિણામ આવું સખ્ત નિવડે, એ અગર જો કે ગમે તેટલું અશક્ય હતું તોપણ મારા સોબતીઓ તો એજ કારણ ગણતા હતા, અને તેથી તેઓ સઘળા મારા તરફ ધિક્કારથી જોવા લાગ્યા.

આથી મારે ઘણુંજ ખમવું પડ્યું. હમેશાં મેં અનુભવ્યું છે કે, થઈ ગયેલી બેદરકારીનો પશ્ચાત્તાપ મારી મૂળ ખોડને ઓછી કરવાને બદલે ઉલટી વધારે છે. થઇ ગયેલા અકસ્માતના શોકને લીધે પેકીનથી કન્તાન સૂધીની મારી આખી મુસાફરીમાં શું થયું અને શું જોયું તે અવલોકવાનું અગર નોંધી લેવાનું હું તદન વીસરી ગયો. જ્યારે અમે કન્તાન આવી પહોચ્યા ત્યારે ઇગ્લાંડના મારા કેટલાકએક મિત્રોના કામકાજમાં મારો વખત રોકાયો. આખો શિયાળો પેકીનમાં ગાળવો છે એમ ધારી મેં એ કામકાજ **મુલતવી રાખ્યાં હતાં.** મારી સઘળી ચીજો તૈયાર થઇ નહોતી, તેટલામાં સર્વે જણ વહાણપર ગયા, તેથી મારે કેટલીક ચીજો તથા રમકડાં ટોપલીમાં બાંધવા પડયાં. થોડી ઘણી નોંધ લીધેલાં કાગળીઆં જેહોલમાં મેં જે કંડીઆમાં નાખ્યાં હતાં તેને તેજ કંડીઆમાં રહેવા દીધાં હતાં. હું એમ ધારતો હતો કે ઘેર પાછા વળતાં મુસાફરીમાં મને વખત

મળશે ત્યારે તેઓને બરોબર ગોઠવીશ, અને સઘળી ચીઠીઓને મારી મોટી સ્મરણપોથીમાં ઉતારી લેઇશ.

મુસાફરીની શરૂઆતમાં સમુદ્રની માંદગીને લીધે હું ઘણો હેરાન થયો. વચમાં હું સારો થયો; પરંતુ તેવારે દરિયામાં કાંઈ પણ તોફાન ન હોવાને લીધે હવા સ્વચ્છ અને સુખકારક હતી, તેથી હું માંછલાં મારવામાં ગૂંથાયો; અને એવાં એવાં ઘણાં નજીવાં કારણોને લીધે મુદ્દાનું કામ **મુલતવી રાખ્યા કીધું.** વહાણની અંદર પુષ્કળ ખાવાપીવાનું અને ગાવા બજાવવાનું ચાલતું હતું, તથા એટલીબધી વાર ગંજીફા રમવામાં રોકાવું પડતું કે મારા ધારેલા પુસ્તકની ગોઠવણ કરવાને ઘણીવાર હું લેઇ બેઠો, પણ વિષયવાર પ્રકરણ પાડી તેમનાં મથાળાં નક્કી કરવા સરખું પણ કરી ન શક્યો. કવચિતજ કાગળીઆં બહાર કાઢી પાછાં મૂકવા કરતાં વધારે કર્યું હશે.

એક દિવસે જ્યારે આખી પાદશાહી કેબીન મારા સ્વાધીનમાં હતી, ત્યારે મેં મારૂં કામ શરૂ કર્યું. પણ તેટલામાં એક ખલાસી મારી પાસે આવી કહેવા લાગ્યો કે તમે ચીનથી આણેલો કંડીઓ દરિયામાં ઘસડાઈ ગયો. એ કંડીઆમાં મારા મિત્રોએ મંગાવેલાં કેટલાંએક રમકડાં તથા બીજી ચીજો હતી. તરતજ હું **કેબીન** (વહાણની ઓરડી) ની બારીએ જોવા ગયો તો રંગબેરંગી પેટીઓ, મારી પિત્રાઇ બેન લ્યુસીનો પંખો, અને બીજા નાના પિત્રાઇ ભાઇઓ માટે આણેલી જૂદી જૂદી ચીજો એ સર્વ મારાથી ઘણે દૂર દરિયામાં મેં તરતાં દીઠાં. મને પહેલેથીજ કહેવામાં આવ્યું હતું કે તમે ભય ભરેલે ઠેકાણે કંડીઓ મૂકો છો, તે દરિયામાં ઘસડાઇ જશે. તેથી કદાચ મેં તેને કોઈ સારી જગોએ મૂકવાનો નિશ્ચય કર્યો હશે, પણ દુર્ભાગ્યે તેમ કરવાનું મેં **મુલતવી રાખ્યું હતું.**

આ બનાવને લીધે મારૂં મન એટલું બધું તો ખાટું થઇ ગયું કે હું બિલકુલ લખી શક્યો નહિ. નક્કી હું કહું છું કે જો આ હરકત ન આવી પડી હોત તો ઘણી મુદ્દતથી ધારી રાખેલું કામ મેં આજ પૂરૂં કર્યું હોત. મારા વિચાર અમલમાં લાવવાને બીજી શીશી હર-

કતો નડી તે બારીક રીતે વર્ણવવાને મારી મરજી નથી, અને ખરૂં પૂછો તો હું તે કહી શકતોજ નથી. જયારે હું ઈગ્લાંડ આવ્યો ત્યારે પણ તે કાગળો એજ અવસ્થામાં હતાં. ઘેર આવ્યા પછી બીજેજ દિવસે આ કાગળોની ગોઠવણ કરવાનો મેં મનથી નિશ્ચય કર્યો હતો; પણ મુબારકબાદી આપવાને આવતા મારા મિત્રોની મુલાકાતને લીધે પહેલા અઠવાડીઆમાં મારે તે **મુલતવી રાખવું** પડયું. બીજા અઠવાડીઆમાં મારે સંખ્યાબંધ કામો કરવાનાં હતાં. ચીનથી તરતજ આવેલાની સાથે વાતચીત કરવાને ઉત્સુક થએલા મારા લગતા વળગતાઓ મને ચાહ પીવાને અને જમવાને આમંત્રણ કરવા લાગ્યા. આ માયાળુ આમંત્રણોની ના પાડીને એક ભાડુતી ગ્રંથકારની માફક ઘરમાં એકલા ગોંધાઇ રહેવું એ મારાથી બને તેમ નહોતું. મારા પિતા હમેશાં મને પહેલો ફરમો લખવાને માટે તાકીદ કરતા; કારણ કે તેમને માલૂમ પડયું હતું કે એલચીના કાફલા સાથે ગએલા માણસોમાંથી એક જણે તેમની મુસાફરીનો હેવાલ બાહાર પાડવાનો નિશ્ચય કર્યો હતો. વળી તે (મારા પિતા) બુકસેલર હતા અને તેમને ગ્રંથકારો સાથે સારો પરિચય હતો તેથી પરિણામ શું થશે તે તેમણે વર્તું હતું. અમે સર્વે ઘેર આવ્યા પછી એક પખવાડીઆમાં વર્તમાનપત્રોમાં નીચેની જાહેર ખબર છપાઇ—"ચીનના શાહનશાહને ત્યાં ગયેલા અંગ્રેજી એલચીનું વર્ણન થોડા દિવસમાં છપાઇ બાહાર પડશે. એમાં એલચીયાતના જૂદા જૂદા ફેરફારનું, તથા ચીનીઓના દેશાચાલ અને રીતભાતનું બ્યાન કરવામાં આવશે. તેમજ તે દેશનું અને તેનાં શહેર અને ગામડાં વગેરેનું વર્ણન પણ દાખલ કરવામાં આવશે."

આ જાહેર ખબર વાંચીને મારા પિતા જેટલા ફિક્કા પડયા, અને જેટલા ગુસ્સે થયા તેટલા કોઈ દિવસ થયેલા મેં જોયા નહોતા. નાસ્તો કરતી વખતે હું તેમની સામો બેઠો હતો ત્યારે તેમણે નીચે પ્રમાણે મને કહ્યું:—

"**બેસિલ**, પરિણામ શું થશે તે મેં તને પહેલેથીજ કહ્યું હતું પણ તેં મારૂં બોલવું ધ્યાનમાંજ ન લીધું ! આજ પ્રમાણે તેં મારી

અત્યાર સુધી ચાકરી કરીછે, અને એવીજ રીતે તું તારી આખી જીંદગીમાં કામ કરવાનું **'કાલ સુધી મુલતવી રાખ્યા કરીશ.'** ખરેખર, તારે પ્રખ્યાત થવાના ચાર પાંચ પ્રસંગ આવી ગયા, પણ આજ પ્રમાણે દરેક તક તેં ખોઇછે. મેં તારે માટે જે મહેનત લીધી છે, અગર તું જે કાંઇ તારે વાસ્તે કરી શકે, તેનું સાર્થક શું? તારી તીવ્રબુદ્ધિ અને કેલવણી કોઇ પણ પ્રકારે કામનાં નથી. જોને, તારી સાથે ઇટનમાં ભણેલો **જોન્સન** કેવો પ્રખ્યાત થયોછે! સખ્ત મહેનતથી પોતાનાં ધંધામાં દૃઢતાથી મંડી રહેવાને લીધે તે દીપતો જાય છે. જેવી રીતે એણે કવિતા ઉતારવામાં તને ગોથું ખવરાવી દીધું હતું, તેવીજ રીતે દરેક બાબતમાં તે તને હઠાવી દેશે."

મેં કહ્યું. "ખરૂં પૂછો તો ફકત નકલે નકલ ઉતારવામાંજ એ ફાવ્યો હતો. દરેક જણે કહ્યું હતું કે મારી કવિતા તેના કરતાં ઘણે દરજ્જે સારી હતી, પણ કમનશીબે મેં તે વખ્તસર તૈયાર કરી નહોતી," મારા પિતાએ કહ્યું "હું પણ તેનેજ માટે ફરિયાદ કરૂં છું તો. મને ખાતરી હતી કે તું એવો જવાબ દેઇશ." મેં કહ્યુ "આ જાહેર ખબરમાં જે મુસાફરી બહાર પાડવાનું જણાવ્યું છે તેના કરતાં હું ઘણીજ સારી લખીશ; કારણ કે સાધનો મેળવવાની મને પુષ્કળ તક મળી હતી. હું ખાત્રીથી કહુંછું કે જે સાધન મેં મેળવ્યાં છે તે સાધન આ જાહેર ખબર કાઢનારે નહિ મેળવ્યાં હોય. મારી બુદ્ધિ વિષે કાંઈ ન બોલતાં એટલુંજ કહુંછું કે, ચીનની સર્વ હકીકત મને મારા મિત્ર **વેન્ટેજ** તરફથી મળીછે." મારા પિતાએ તાણીને કહ્યુ કે "તારા મિત્ર, હકીકત, બુદ્ધિ અને સાધનો, એ શું દેવતા મૂકવાનાં છે? તારૂં પુસ્તક બહાર પડયું નથી, અને કોઈ દિવસ તે બહાર પાડવાનું પણ નથી; અને કદાપિ થશે તો તે એટલું મોડું થશે કે તેને પિષ્ટપેષણ સમજીને કોઇ વાંચશે પણ નહિ. પછી તું તારાં બધાં સાધનો દેવતામાં નાંખજે. પ્રખ્યાત થવાનો અને એકદમ મોટો ગ્રંથકાર થઈ પડવાનો આ સારો સમય જો તું ચૂકયો વો તે વિષે હું તને કદી માફ કરવાનો નથી."

મેં મારા પિતાને વચન આપ્યું કે "હું મારૂં પુસ્તક કાલે શરૂ કરીશ." વળી એમને શાન્ત પાડવાને કહ્યું કે "ઉતાવળથી બહાર પાડેલું પુસ્તક નમાલુ હશે અને તે લોકોની જીજ્ઞાસા, તૃપ્ત કરવાને બદલે ઉલટી વધારશે. પણ મારૂં પુસ્તક પાછળથી ઘણા દબદબાથી બહાર પડશે; તેથી દરેક વિદ્વાન્ અને રસિક માણસો તેની માગણી કરશે." આ આશાઓથી શાન્ત થઇને મારા પિતા પોતે ખૂશી થયા હોય એમ બતાવ્યું અને મારૂં પુસ્તક હું બીજેજ દહાડે શરૂ કરીશ એવો મારાપર વિશ્વાસ રાખ્યો. હું ઘણો ચિન્તાતુર થઇ ગયો. મારાં સાધનો તૈયાર કરવાને મેં મારી કેનવાસની કોથળી લઇ તેની અંદર જોયું. પરંતુ અપશોચ! તેમાંના સઘળા કાગળો ધૂળધાણી થઇ ગયા હતા. મુસાફરી વખતે બેમાલૂમ રીતે દરિયાનું પાણી તેમાં ભરાઇ ગયું હશે, તેથી ઘણાખુરા અમૂલ્ય કાગળોમાંથી એક અક્ષર પણ વંચાય તેમ નહોતું. પેન્સિલથી લખેલા શબ્દો તો તદન ભૂંસાઈ ગયા હતા; કરોચલીઓ પડી ગએલા કાગળો મેં બરાબર કાળજીથી ઉકેલી જોયા; પણ તેમાંનો એકે શબ્દ વંચાતો નહોતો. જે શાહીથી લખેલા હતા તે પણ હું ઘણીજ મુશ્કેલીથી ભાગ્યાતૂટયા વાંચી શકયો; કારણકે તે પણ ઘણા ચેરાઈ ગયા હતા. વળી માથાકુટ કરીને કોઇ કોઈ શબ્દ બંધ બેસતા ત્યારે તેના અર્થને માટે પંચાત પડતી. કારણ કે મેં મારી યાદદાસ્ત ઉપર એટલો બધો ભરોંસો રાખ્યો હતો કે મારી નોંધ પૂર્ણ રીતે લખી લીધી નહોતી. જે વિચારો માટે હું એમ ધારતો હતો કે તે મારા મનમાંથી કોઇ પણ દિવસ ખસશે નહિ, તેજ વિચારો હું તદન ભુલી ગયો, અને મારૂં પોતાનું કરેલું ટાંચણ પણ હું સમજી શકયો નહિ. અત્યારે મને યાદ છે કે મેં નીચેના શબ્દો સમજવાને બરોબર બે કલાક ગાળ્યા હતા. "હોય—અલ્લા હોય,—હોયા—હોયા—હોય—ઉવોડી હોય." આખરે મને સાંભરી આવ્યું કે ચીનના ખારવાઓ વહાણને ખેંચતી વખતે આ શબ્દો બોલી બૂમ મારેછે. પરંતુ આવું યાદ રાખવા લાયક નહોતું; તેને માટે આટલો બધો વખત ગાળ્યો તેથી હું ખૂબ ચીડાયો. બીજે દિવસે આ

નીચેની નોંધ વાંચીને હું બહુજ તાજ્જુબ થયો. "ચીઃદી; ૩૦ ફુ. ઉં.—૨૪ ફુ.—પો.—૧૨૦૦ મો. લાં. પ્રતિનિધિ—ચી. દંતકથા —૨૦૦૦—૧૪૪ વિ. પે." પોણા કલાક સૂધી ગડમથલ કરી ત્યારે તેનો ખૂલાસો મને નીચે પ્રમાણે માલૂમ પડયો. "ચીનની દીવાલ ૩૦ ફુટ ઉંચી, ૨૪ ફુટ પહોળી, ૧૨૦૦ માઈલ લાંબી, અને એક પ્રતિનિધિએ કહ્યું કે ચીનાઇ દંતકથા પ્રમાણે ૨૦૦૦ વર્ષપર એટલે વિક્રમ સંવત પહેલીં ૧૪૪ વર્ષે બંધાઈ હતી.

એક બીજી ચબરખીપર નીચેના શબ્દો હતા. "ઉવીગ્યું-કેન-ચીન—કયુએબુકાઉક-ગચમ્પ્રા—કેબેછોહલેન્ગ-કવેનશેન્ગ્લીન—કેલેઘેટે વગેરે. આ સર્વે જે ગામડાં અને શહેરમાં થઇને અમે ગયા હતા તેનાં અગર જે જગો અમે જોઇ હતી તેનાં નામ હતાં. પણ તેમને જૂદાં જૂદાં શી રીતે ઓળખવાં તેની આપણને ખબરજ નહોતી! કારણ કે તે વિષેની સઘળી ખબર મારા મગજમાંથી ઉડી ગઇ હતી અને તે વિષે વધારે ખબરના કાગળો કાંઇ નીકળે તેમ નહોતું.

ફ્રેન્ચ પ્રતિનિધિએ (વેન્ટેજે) જે નોંધ કરાવરાવી હતી તે નોંધમાંથી કાંઈ પણ તારણ કાઢવાની સઘળી આશા થોડા ઘણા દિવસ સૂધી વ્યર્થ મહેનત કરીને છોડી દેવી પડી. જેને માટે મેં મારી સ્મરણશક્તિ પર આટલો બધો ભરોંસો રાખ્યો હતો તે કોઇ કોઇ જુજ બાબતમાં યાદ નહિ આવવાથી સઘળું નકામું થઈ પડતું. મારાં પુસ્તકનાં સાધનો ઘણાંજ થોડાં થઇ ગયાં. તોપણ મારા લખાણની પદ્ધતિ, અને મારા પુસ્તકમાં જે નીતિના અને રાજ્ય દરબારી વિષયો નાખવાનો મેં ઠરાવ કર્યો હતો તે વિષયો, મારા વર્ણનનાં સાધનોની ગરજ સારશે એમ ધારીને મેં મન વાળ્યું. હવે બીજી ત્રીજી ભાંજગડો છોડી દેઇ લખવામાંજ ચિત્ત પરોવવું, એવા ઇરાદાથી મેં **લન્ડન** છોડવાનું નક્કી કર્યું; કારણ કે લન્ડનમાં મારે આળસુ થવાનો ઘણો સંભવ હતો. આમ નિશ્ચય કરીને ઇગ્લાંડના એક એકાન્ત વાસમાં રહેતા મારા **થૅામસ "લાવે"** નામના કાકા પાસે જવાને હું નિકળ્યો. એ ખેતીનુ કામ કરતા હતા, અને સાદા, વિચારવંત

તથા માયાળુ માણસ હતા. વારંવાર એ મને મળવાને માટે બોલાવતા હતા. તેથી મેં ધાર્યું કે નિઃશક હું તેમને મનગમતો થઇ પડીશ. મારા નિકળવાના એક અઠવાડિયા પહેલાં એક કાગળ લખીને મારે એમને જણાવવું હતું કે હું આવતે અઠવાડીએ તમારી પાસે આવીશ. પણ તેમ કરવાનું મેં **મુલતવી રાખ્યું** અને આખરે ધાર્યું કે હવે કાગળ લખવો એ નકામું છે, કારણ કે હું અને કાગળ બન્ને સાથેજ પહોંચીશું.

મારા કાકાને કાગળ લખવાનું વીસરી જવાથી મારે તરતજ પસ્તાવું પડ્યું. કારણ કે જ્યારે હું તેમને ત્યાં ગયો ત્યારે જેમ મેં ધાર્યું હતું તેમ ખૂશી થવાને બદલે આખું ઘર ગભરાટમાં પડ્યું. મારે કમનશીબે એમ બન્યું કે તે વખતે તેમને ઘેર પરોણા આવેલા હતા, અને રાતનો વખત હતો તેથી સઘળાં ગોદડાં તેમની પથારીમાં રોકાયાં હતાં. જ્યારે હું મારા જોડા કાઢતો હતો ત્યારે મને જોઇને દુઃખ અને ઠપકાથી મિશ્રિત અવાજે મારી કાકી બોલ્યાં કે, "આવ્યો તો ખરો, પણ હવે બીજાં ગોદડાં માટે કેમ કરીશું? પહેલેથી એક કાગળનો કટકોએ લખ્યા વગર અહીં આવવાને એનો પગ કેમ ઉપડ્યો હશે? ખરેખર એ અત્રેથી હજાર ગાઉ વેગળો હોતતો હું ખૂશી થાત." આ શબ્દ–બાણ મારા હૃદયમાં લાગવાથી હું ઘણો દીલગીર થયો. મારા કાકાએ મારી સલામ સ્વીકારી અને રીતસર મારો સત્કાર કર્યો; પણ તેમના ચ્હેરા ઉપરથી મેં તરતજ જાણ્યું કે એ મારા આવવાથી બિલકુલ ખૂશી નહોતા. પરંતુ તે શુદ્ધ મનના માણસ હતા, તેથી તરતજ તેમણે મને કહ્યું કે "અગર જો કે દુનિયામાં તું કેમ ચાલે છે તથા વખતોવખત તું શું કરેછે તે મને લખી જણાવવાને તે ઇટનની સ્કુલમાં જતી વખતે વચન આપ્યું હતું, છતાં તે વખતથી તે અત્યાર સુધીમાં તેં મને બિલકુલ પત્ર લખ્યો નથી, તેથી મને ઘણુંજ ખોટું લાગ્યું છે." મારો બચાવ કરવાને કાંઇ પણ સાધન નહોતું, તો પણ મેં બ્હાનું કાઢ્યું કે "હમેશ મેં મુલતવી રાખ્યા કીધું તેથી વર્ષનાં વર્ષ વીતી ગયાં, અને આખરે કાગળ લખતાં મને શરમ આવી. ખરૂં કારણ તો આજ છે, કાંઈ પ્રીતિના અ-

ભાવને લીધે હું નહોતો લખતો એમ નહિ."

જ્યારે હું બોલતો હતો ત્યારે મારા કાકા બેઠા બેઠા બીડી પીતાં હતા. ગોઠવી ગોઠવીને જે કહેવાનું હતું તે કહી રહ્યા પછી હું ચૂપ રહ્યો; કારણ કે પાસે બેઠેલાં માણસોના ચ્હેરાપરથી જણાતું હતું કે મારા બોલવાથી તેઓનાપર કાંઇ પણ અસર થઇ નથી. મારી કાકીએ ડોકું ઉંચું કરીને કહ્યું કે "જે કાકો કાગળ લખવાને માટે હમેશ કહ્યા કરતો હતો અને જે હમેશ મિત્ર તરીકેજ વર્તતો હતો, તેનાપર **બેસિલ** સરખા વિદ્વાને કાગળ લખવાની તસ્દી પણ ના લીધી, એ જોઇ હું આશ્ચર્ય પામું છું".

મારા કાકાએ કહ્યું કે "એ વિષે કાંઇ બોલશોજ નહિ; વારેઘડીએ એ વાત સંભારવી મને પસંદ નથી. હું એ છોકરાને ચહાતો હતો અને જે કાંઇ હું એને માટે કરી શકું તે મેં કર્યું છે. જ્યાં સૂધી હું જીવતો રહીશ ત્યાં સૂધી કોઈ પણ દિવસ હવે એને મારાપર કાગળ લખવાને કહીશ નહિ. કારણ કે હવે મને જણાયું કે એ મારે માટે બિલકુલ દરકાર રાખતો નથી; તેમ મારે પણ એની કાંઇ દરકાર નથી. લ્યુસી (એ મારા કાકાની છોકરી હતી) તારૂં માથુ ઉંચુ કર; જાણે મરવા પડી હોય એમ કરીશ નહિ."

ત્યાં જેટલાં હાજર હતાં તેમાંથી ફક્ત લ્યુસીનેજ મારી દયા આવતી હતી. જ્યારે એના બાપના ઉપર પ્રમાણે કહેવાપરથી મેં એના સામું જોયું ત્યારે તે મને સૌન્દર્યથી ભરપૂર માલૂમ પડી. હું હમેશાં એને સારી છોકરી ધારતો હતો; આજસૂધી મને સ્વપ્નું પણ નહોતું આવ્યું કે તે આટલી ખૂબસુરત હશે. મારા કાકાને મેં અપમાન આપ્યું તેથી હું ઘણોજ દિલગીર થયો. મને માલૂમ પડયું કે તે ખરેખર નાખૂશજ હતા, અને મારા તરફની પ્રીતિ કરતાં તેમના સ્વાભિમાને તેમના મનપર વધારે અમલ કર્યો હતો. તેમણે કહ્યું કે "મિત્ર મેળવવા કરતાં મિત્ર ખોવો એ વધારે સહેલું છે. યાદ રાખજે કે ફક્ત એક કાગળ લખવાને માટે મિત્ર ખોવો એ ખરેખરી મૂર્ખાઇ છે. હું આજ કાલ કરતાં સાત વર્ષથી કાગળ માટે પળશી

કરૂંછું પણ તે બધું પાણીમાં ગયું. ચીન ગયો તે પહેલાં કટકો કાગળ પણ તેં મને ના લખ્યો; અને જો તારી કાકી દૈવયોગથી લન્ડનમાં તને ના મળી હોત તો હું એ વાત જાણત પણ નહિ. એણે તને છોકરાં માટે રમકડાં લાવવાને કહ્યું હતું તે પણ ઘણા દિવસ થઈ ગયાથી તું ભૂલી ગયો. વળી જ્યારે તું પાછો આવ્યો ત્યારે પણ કાંઇ લખ્યું નહિ." એટલામાં મારી કાકી વચ્ચે બોલી ઉઠયાં કે "અરે આજ રાત્રે અહિં આવવાની ખબર આપવાને એક કડકો કાગળ પણ એણે નાજ લખ્યો નો! એણે તો જાણ્યું હશે કે ત્યાંતો બધી સામગ્રી તૈયારજ હશે." મારા કાકાએ કહ્યું કે "તે વિષે પૂછો તો આપણે ત્યાં કાંઇ ચીનની રકાબીઓમાં પીરસેલો સુંદર ખોરાક મળવાનો નથી: અહિં તો અનાજનો સૂકો પાકો રોટલો મળશે. એ રોટલો મારા મનથી તો પરદેશી સર્વ મિષ્ટ ખોરાકને આંટે તેવો છે, અને તે તેની આગળ હાજર છે; તેમાંથી એની મરજી પડે તેટલો ખાય. એક ઓળખીતા તરીકે હું એને અત્રે જોવાને ઘણો ખૂશી થઇશ, પણ એક વહાલા તરીકે નહિ. હશે, એ વાત હવે સંભારશોજ નહિ, કારણ કે થયું તે ના થયું થવાનું નથી, અને ગયો વખત પાછો આવવાનો નથી. ઝાઝી વાત ઉકેલવામાં માલ નથી, દેવતાપર પાણી છાંટો એટલે તે ઓલાશે, આટલામાંજ સમજી લેવું. લ્યુસી મારી કાનટોપી લાવ." મને સાંભરેછે કે ઉપલી વાતચિતથયા પછી લ્યુસીએ એકવાર નિસાસો નાખ્યો, અને મેં પણ ઘણીવાર એમ કીધું. મને એવી આશા હતી કે આજની રાત વિશ્રામ લીધા પથી તેમનું (મારા કાકાનું) મન મારા તરફ સારૂં થશે. સવારમાં હું ઉઠયો કે તરતજ રાત્રે જે છોકરાં ઊંઘી ગયાં હતાં તે મને વિંટલાઈ વળ્યાં. એકે કહ્યું "બેસિલ ભાઈ, ચીનથી મારે માટે ટમ્બ્લર (પ્યાલો) લાવવાને તમે વચન આપ્યું હતું તે લાવ્યા કે." બીજાએ પૂછ્યું કે "ભાઇ, મારી હોડી ક્યાં છે?" ત્રીજાએ કહ્યું "મારી મંગાવેલી પેટી લાવોને?" મારી કાકીએ પૂછ્યું કે "લ્યુસીએ તમને પંખો લાવવાને માટે કહ્યું હતું તે લાવ્યાછો કે?"

એ બધાં બોલી રહ્યાં એટલે મારા કાકાએ કહ્યું કે "હું ખાત્રીથી કહુંછું કે જેણે સાત વર્ષ સૂધી કાગળ સરખોએ ના લખ્યો તે પ-

સ્વદેશથી મંગાવેલી એવી ચીજો વિષે કાંઇ મનમાં પણ નહિ લાવ્યો હોય." આ પ્રમાણે થવાથી જો કે હું શરમાઇ અને ચીડાઇ ગયો, તોપણ મેં હિંમત આણીને કહ્યું કે "મારા મિત્રોની કોઇ પણ ચીજ લાવવાને હું ભૂલી ગયો નહોતો; પણ કમનશીબે જે ટોપલીની અંદર તે સઘળી મૂકી હતી તે ટોપલી દરિયામાં ઘસડાઇ ગઇ." મારા કાકાએ કહ્યું કે "છિહ!" મારી કાકી બોલ્યાં કે "તેમને ટોપલીમાં કેમ બાંધી? તમારાં લૂગડાંની પેટીમાં મૂકી હોત તો તે સહી સલામત આવી શકત."

આખરે મારે કબૂલ કરવું પડયું કે "**અમે પેકિન** છોડયું ત્યાં સૂધી તે ચીજો લેવાનું મેં **મુલતવી રાખ્યું હતું**, તેથી કન્તાનમાંથી તે સઘળી લીધી, અને તે પહેલાં પેટીઓ તો વહાણપર ચડાવી દીધી હતી." મુલતવી રાખવાના દુષ્ટ દુર્ગુણ! આ વખતે મારે કેટલું ખમવું પડયું! **લ્યુસિ** મારે માટે બ્હાનાં કાઢવા મંડી, અને તેથી મારે વધારે શરમાવાનું થયું. તેણે પોતાનાં માબાપને કહ્યું કે "મારા પંખા માટે કહેતાં હો તો તે તદન નકામોજ થઇ પડત. કારણ કે તે એકાદ અઠવાડિયું મારી પાસે રહેત એટલે ભાંગી જાત, તેથી એ**સિલ** ના લાવ્યા તેમાંજ હું ખૂશીછું" છોકરાંઓ તેઓની ચીજો ખોવાઇ તેથી બૂમરાણ કરવા મંડયાં; પણ **લ્યુસિ**એ યુક્તિથી તેઓને શાંન્ત કર્યાં, અને તેમને મારી સાથે સારી માયામાં નાખ્યાં.

પરંતુ મારા કાકાનો મારાવિષે સારો વિચાર કરાવવો એ તદન અશક્ય હતું. તે **લ્યુસીને** એટલુંજ કહેતો કે "એના વિષેના સારા વિચાર મારા મનમાંથી જતા રહ્યાછે. એ કોઈ દિવસે કાંઇ સારૂં કામ કરવાનોજ નથી. જે કામ કરવું જોઈયે તે નાનપણથીજ એણે મુલતવી રાખ્યા કીધું છે. એ કાંઈ પણ સારૂં કામ નહિ કરી શકે, તેમ કોઇ સારી પદ્વિએ પણ ચડશે નહિ." મારી કાકી મારાપર મમતા રાખતી નહોતી, કારણ કે તેને માલૂમ પડયું હતું કે લ્યુસી મને ચ્હાતી હતી; અને "પોતે જે ધંધાને માટે કેળવાએલો હતો તે ધંધો છોડી દેનાર

આદમીને મારી છોડી ન પરણે"* એમ તે ઇચ્છતી હતી. મારી તીવ્રબુદ્ધિ અને મારા વિદ્યા સબંધી ગુણો મારા કાકા કાકીને મન નકામાં હતાં. કારણ કે એક, સારો ખેડુત હતો, અને બીજી સારી રીતે ઘર ચલાવી શકે તેવી સ્ત્રી હતી. ગ્રન્થકાર થઈને મેં શું પેદા કર્યું? એમ તેઓ મને પૂછતાં; અને જ્યારે મારે "કાંઇ નહિ' એમ કહેવું પડતું ત્યારે તેઓ મશ્કરીમાં હસતાં. આથી મારૂં સ્વાભિમાન સતેજ થયું. મેં કહ્યું કે થોડા દિવસમાં હું મારી ચીનની મુસાફરીનું પુસ્તક બહાર પાડનાર છું, તેમાંથી મને ઓછામાં ઓછા ૬૦૦૦ રૂપિઆ મળશે. આ સાંભળીને મારી કાકી મારા તરફ આશ્ચર્યથી જોવા મંડયાં. મેં કહ્યું તે ખરૂંજ છે. એ વાત તેમના મનમાં ઠસાવવાને વળી હું બોલ્યો કે "મારી સાથે મુસાફરી કરનારામાંથી એક જણે એવું પુસ્તક છપાવ્યું તેને ૧૦૦૦૦ રૂપિઆ મળ્યા, અને એના કરતાં મારૂં પુસ્તક ઘણુંજ ઉત્તમ થશે. મારી કાકીએ કહ્યું કે "જ્યારે તને પૈસા મળે ત્યારે તે અમને બતાવજે એટલે અમે તને ખરો માનીશું, અને ત્યાર પછીજ લ્યુસી માટે કાંઇ પણ વિચાર તારે કરવા." મારા કાકાએ કહ્યુ કે "કદી એ સારો થવાનો નથી અને લ્યુસી એને મળનાર પણ નથી."

જે વખત મારે મારૂં પુસ્તક લખવામાં ગાળવો જોઈએ, તે વખત મેં મારા કાકાની મહેરબાની મેળવવાના ફોકટ પ્રયત્નમાં ગાળ્યો. વિપરીત બુદ્ધિથી યુક્ત થએલા પ્યારે મારૂં મન રોક્યું. મોહપાશમાં પડેલો મનુષ્ય ગ્રંથ શું લખી શકે? હું હમેશ કરતાં વધારે આળસુ બન્યો. કારણ કે કોઇ પણ જાતનો શ્રમ મારા કાકાના વિચાર ફેરવી શકશે નહિ એમ મેં ધાર્યું. અને એમની મહેરબાની શિવાય લ્યુસીને પરણવાની આશા રાખવી એ અવાળે બાચકા ભરવા જેવું હતું.

જ્યારે હું મારા કાકાને ત્યાં હતો ત્યારે મારા પિતા મારા ઉપર

---

* ઇંગ્રેજો, પારસી તથા મુસલમાન લોકોમાં પોતાના કાકા, મામા, માસી, ફોઇ વગેરેની છોડીને પરણવાની હિંદુઓની માફક કાંઇ અડચણ નથી.

ઘણા કાગળ લખતા, અને તેમાં પૂછતી કે "તેં કેટલું તૈયાર કર્યું છે?" તેમજ ઘણી જલદીથી તૈયાર કરવાનું કહેતા; કારણ કે એક બીજો પ્રખ્યાત માણસ ચીનની મુસાફરી બહાર પાડવાનો ઈરાદો રાખતો હતો, અને તેમ થાય તો મારા ગ્રંથનો કોઇ ભાવ પણ ન પૂછે. પરંતુ મારી મૂર્ખાઇ માટે હું કાંઈ પણ કરી શકું તેમ નહોતું. જેઓ કુટેવમાં ઘસડાયા જાયછે તેઓ કુટેવનું પ્રાબલ્ય કેટલું છે તે જાણતા નથી. મેં મારૂં પુસ્તક તૈયાર કરવાનું હમેશ **મુલતવી** રાખ્યા કીધું અને નિસાસો નાંખ્યા કર્યો. આખરે પ્રાણઘાતક ખબર એવી આવી કે "**સર જ્યોર્જ સ્ટોન્ટને** ચીનની એલચિયાતનો હેવાલ બે ભાગમાં બહાર પાડયો છે." હવે મારી આશાઓનો અંત આવી રહ્યો. નિરાશામાં હું મારા કાકાને ઘેરથી નીકળી લંડન આવ્યો. મારા પિતાને મળતાં હું બીન્યો. તેમણે મને યોગ્ય ઠપકાથી છાવરી દીધો. મારી ફતેહમંદીની સઘળી આશાઓ તેમના મનમાંથી નાબુદ થઇ હતી. તેમને હવે માલૂમ પડયું કે હું મારી બુદ્ધિ કોઇ પણ દિવસ મારા અગર કુટુંબના સુખને માટે કામે નહિ લગાડું. તેમના ચેહેરા તેમ મનપર જાથુકની દિલગિરીએ વાસ કર્યો, અને કોઇ પણ કામ કરવાને મને ઉશ્કેરવાનું તેમણે બંધ કર્યું. આવે વખતે મેં પણ "મને લ્યુસી નહિ મળે" એમ શોચના કરતાં મારો વખત આળસમાં કાઢવા માંડયો. હમેશાં હું દુનિયામાં આગળ પડવાની નવી નવી યુક્તિઓ ખોળી કાઢતો, પણ તેઓને કામે લગાડવાને આવતી કાલ સૂધી **મુલતવી રાખતો.**

## પ્રકરણ ૪ થું

### કુટેવ તજવાને કરેલો સંકલ્પ ઘણોજ દૃઢ હોવો જોઈએ.

એવી અવસ્થામાં બે વર્ષ વીતી ગયાં, એટલામાં મારા પિતા ગુજરી ગયા. એમના મૃત્યુથી મારા મનમાં જે શોક અને આત્મધિક્કારની સંયુક્ત વૃત્તિ ઉત્પન્ન થઇ તે અવર્ણનીય છે. મને ખબર

હતી કે કોઇ દિવસ પણ મેં એમનું ભવિષ્ય-ધારવું-પાર પાડ્યું નથી, અને નિરાશાએ એમના સઘળા આનંદનો નાશ કર્યો હતો. આથી મારૂં મન ઘણુંજ પીડિત થયું. મારા પિતાનો ઠામ સાચવવાની મારે જરૂર પડી તેથી મારી મૂઢતામાંથી હું જાગૃત થયો.

મારા પિતાએ મરતા પહેલાં વિલ (વસિયતનામું) કર્યું હતું તે માંની એક કલમથી મારા મનપર ઘણી અસર થઇ; કારણ કે એ કલમ મારાપરના એમના પ્યારને લીધેજ એમણે દાખલ કરેલી હતી. તે કલમ એવી હતી કે—"મારો પુત્ર **એસિલ** જ્યારે નાનો છોકરો હતો અને ઇટનની સ્કુલમાં ભણતો હતો ત્યારે મેં એની આખી છબી પડાવેલી છે, તે મારા ભાઇ લૉવેને આપુંછું; મારે કહેવાનું તો એવું છે કે મારી ભત્રિજી લ્યુસિને હુ તે આપુંછું પણ એમ કહેતાં મને ધાસ્તી રહેછે કે રખેને કોઈને અપમાન લાગે."

એ છબી તથા વિલના શબ્દોની નકલ મેં મારા કાકા **લૉવે** તરફ મોકલી; તેની સાથે અત્યન્ત શોકમાં લખેલો એક પત્ર પણ મોકલ્યો. મારો કાકો જે દઢ પણ માયાળુ સ્વભાવનો હતો તેણે મારા પત્રનો નીચે પ્રમાણે ઉત્તર મોકલ્યો.

"પ્યારા ભત્રિજા **એસિલ**,—તમારા પિતાના મરણના સમાચારથી સ્વભાવિક રીતેજ જેટલું મને લાગે છે તેટલું બલ્કે તેથી પણ વધારે તમને લાગતું હશેજ. મારા ભાઇ (જેણે જીવતાં કોઇ દિવસ મને અપમાન પહોંચાડયું નથી તે મરતાં કદી પહોંચાડેજ નહિ.) તરફથી મળેલી છબી હું લ્યુસિને આપીશ. તમારા સંબંધી પૂછો તો આ વખત ઠપકાનો નથી; કારણ તેમ કરવું ઘણું ઘાતકી થાય માટે પાછલી સઘળી બાબતોને કોરાણે રાખી મારે કહેવું જોઈએ કે, લ્યુસિને છબી આપવાનું કારણ મારા ભાઈની યાદગીરી તેની પાસે રાખવા શિવાય બીજું કાંઇ સમજતા નહિ. મારા વિચાર પ્રથમના જેવા દઢ છે, અને તે પ્રમાણે મારી છોડીની ફરજ છે કે મારી સલાહ પ્રમાણે તેણે ચાલવુંજ જોઇએ; કારણ કે મને ખાત્રી થઇછે કે **મુલતવીરાખનાર** (આ કાંઈ તમારાપર કહેતો નથી) કોઈ પણ

માણસ એને સુખી કરી શકશે નહિ; તે ફક્ત એટલાજ માટે કે એનો સ્વભાવ ઘણો નરમ છે તેથી એ કોઇને ઠપકો દેઇ શકશે નહિ, તેમજ ઘરનું કામકાજ પણ કરી શકશે નહિ. કંઇ પણ ભેદબુદ્ધિ રાખ્યા શિવાય મારા મનમાં જે હતું તે લખી દીધું છે. અને જો કે હું અદેખો નથી, પણ કદાપિ તેવો હઉં તોપણ મારાજ ભત્રિજા તરફ, અને તે વળી આવા શોકને સમયે, હું શી રીતે અદેખાઇ કરૂં? ગુસ્સો પણ મેં મારા મનમાથી કાઢી નાંખ્યો છે. સાત વર્ષ સૂધી તેં મારાપર કાગળ નહોતો લખ્યો તેને માટે કોઇ પણ દિવસ તને માફ નહિ કરૂં એમ મેં કહ્યું હતું, તોપણ હવે હું તને મારા ખરા અંતઃકરણથી માફ કરૂંછું. માટે તે વિષેના સઘળા વિચાર તારા મનમાંથી કાઢી નાંખ, અને હવે હું આશા રાખુંછું કે આખી જીંદગી સૂધી આપણ બંને તંનબદન મિત્રો રહીશું. ખરૂં કહું તો લ્યુસી સંબંધી કાંઇ પણ વિચાર નહિ કરતો; કારણ કે મારા ધારવા પ્રમાણે નિકટ સંબંધીઓમાં એવી ખટપટ રાખવી જોઇએ નહિ—પ્યારા ભત્રિજા! તને તન્દુરસ્ત અને સુખી જોવા ઇચ્છનારની એટલીજ ભલામણ છે કે હવે તું કોઇ પણ ધંધે વળગજે. તારી કાકીના કહેવાથી ખબર મળી છે કે, મારા ભાઇની સંભાળ અને ઉદ્યોગને લીધે તારે માટે પાછળ સારી મૂડી રહેલી છે. તારી કાકીએ તને આશીર્વાદ કહ્યા છે. વખતો વખત તારા કાગળની ઈચ્છા રાખુંછું.

**હું છું, તારો વહાલો કાકો, થૉમસ લૉવે.”**

આ કાગળ સાથે મારી કાકીએ બીજો પોતાનો લખેલો કાગળ બીડ્યો હતો; તેમાં મારી શી અવસ્થા છે તથા મૂડી વિગેરે કેટલુંછે તે પૂછ્યું હતું. વળતીજ ટપાલે તેના ઉત્તરમાં મેં લખ્યું કે “મારા ધારવા કરતાં મારા પિતા વધારે મૂકી ગયા છે. એક પુસ્તક વેચનાર તરીકે તેમની શાખ સારી પડેલી છે; એમની દૂકાનમાં માલ પુષ્કળ ભરેલો છે, અને બેંકમાં એમના નામે પુષ્કળ પૈસા પણ જંમા છે; આ શિવાય ગ્રંથકારોને પહેલેથી પૈસા ધીર્યા છે તેથી તેમની પાસે પણ ઘણું લેણું નીકળેછે.”

મારા કાકાનું વલણ પ્રીતિ અને ખૂશમિજાજ રાખવા તરફ જેટલું હતું, તેટલુંજ બલ્કે તેથી પણ વધારે મારી કાકીનું વલણ પોતાના લાભ તરફ હતું. તેટલામાટે એના ધારવા કરતાં હું વધારે ધનવાન થયોછું એવું જ્યારે એણે જાણ્યું ત્યારે મારા તરફ એનું મન વધારે ખેંચાવા લાગ્યું. તેણે મને લખ્યું કે "તું તારા કામમાં બરોબર મંડયો રહે, અને તારા કાકાને સાબીત કરી આપ કે હવે તેં તારી મુલતવી રાખવાની ટેવ હમેશને માટે મુલતવી રાખી છે–તદન છોડી દીધી છે." એણે મને સહાય થવાને માટે વચન આપી કહ્યું કે "જો તું ૭ મહિનાસૂધી ખંતથી તારા કામમાં મંડયો રહીશ અને વળગી પડેલી દુષ્ટ કુટેવને છોડી દેઇશ તો હું મારાથી બનતો પ્રયત્ન કરી લ્યુસિને તારી સાથે પરણાવવાની તારા કાકા પાસેથી કબુલત લેઈશ."

ઉપલા લખાણમાં રહેલો અર્થ એટલો બધો બળવાન હતો કે દુર્જય કુટેવને પણ તે જીતી શકે. હું દૃઢતાથી મારા કામ પાછળ મંડયો, અને નિયમિતપણાને માટે મારા પિતાની જે શાખ પડી હતી તે શાખને હું લાયક થયો. મને યાદ છે કે આ ૭ મહિનામાં જે કામ અગત્યનું અને કરવા જેવુંજ હોય તે મેં એક એક ઘડી પણ મુલતવી રાખ્યું નહોતું. મારી કાકી પ્રમાણિકપણાથી પોતાના વચનને વળગી રહી, અને પ્યારના આવેશથી મારામાં જે ફેરફાર થતો હતો તે ફેરફાર મારા કાકાને યાદ દેવડાવવાની એકે તક તેણે ખોઇ નહિ.

અજમાયશના ૭ માસ વીતી ગયા એટલે આશાથી ભરપૂર બની હું મારા કાકાને ત્યાં ગયો. એક દિવસ મારા કાકાએ મારી સમક્ષ મારી કાકીને કહ્યું કે "પ્રિયા! તું જે ફેરફારની વાત કરેછે તે ફેરફાર લાંબા વખત સુધી ટકવાનો નથી. તું કહેછે તેમ તે પ્યારથી શરૂ થયોછે, અને હું કહુંછું કે તેનો પ્યારનીજ સાથે અંત આવશે. તું તેમ હું બંને જાણીએ છીએ કે પ્યાર એ ચાર દહાડાનું ચાંદરણુંછે; અને જો કે ધીમે ધીમે હેત વધેછે, પણ ઉછરતો પ્યાર દિવસે દિવસે શિથીલ થતો જાયછે. લ્યુસી એવી મૂર્ખ નથી કે ફકત ચાર દિવસના

પ્યાર માટે વીશ, ત્રીશ કે ચાળીશ વર્ષ સુધી (એમાં કાંઈ આપણો ઉપાય નથી; ઇશ્વર કરેને સો વર્ષનો ઘરડો ડોસો થાય) પોતાની જીંદગી દુ:ખમાં ગાળે." પછી મને કહ્યું કે "પ્રિય **બેસિલ**! ખોટું લગાડતો નહિ, હો; કારણકે જ્યાં મારી **લ્યુસિ**નો સ્વાર્થ જોવાનો છે ત્યાં મારે પિતા તરીકેની ફરજ પૂરી પાડી સર્વ બતાવવુંજ જોઇએ." પછી **લ્યુસિ**ને કહ્યું કે "વહાલી **લ્યુસિ**! મારો વિચાર તો એજ છે કે **બેસિલ** તલભાર પણ બદલાયો નથી; તેથી હું તને કહુંછું કે જો તારે એને પરણવું હોય તો તે મારી મરજી શિવાય છે."

આથી **લ્યુસિ** ઘણી ફીકી પડી ગઇ, અને હુ ઘણો ગુસ્સે થયો. મારા કાકાએ તો પ્રથમની માફક પોતાની ચલમ ફુંકવા માંડી, અને પ્યાર તથા ગુસ્સાથી ઉશ્કેરાઈ મેં જે જે છટાબંધ કહ્યું તે સઘળાનો ઉત્તર તમાકુનો દમ મારી એટલોજ દેતા કે "પ્રિય **બેસિલ**, જો **લ્યુસિ** તને પરણે તો તે મારી મરજી શિવાયજ."

**લ્યુસિ**નો મારા તરફનો પ્યાર, અને તેની તેના પિતાની તરફ પુત્રી તરીકેની લાગણી, એ બેની વચ્ચે ઘણી ભાંજગડ ચાલતી, મારી કાકી મારી વગ ઘણા જુસ્સાથી કરતી. એક વાર મારા તરફ સારો મત જણાવ્યો એટલે તેજ મત ચાલુ રાખવો એ એની ફરજ છે એમ તે સમજતી. મતભેદને લીધે મારી કાકી અને કાકાને ઘરમાં ટાપટીપ થતી, અને કોઈવાર એવી તો લડાઇ સળગતી કે તેનાં પરિણામ સાંભળવાને માટે **લ્યુસિ** ધ્રુજતી.

એકવાર લાગ સાધીને એકાન્તમાં **લ્યુસિ**એ મને કહ્યું કે 'મારા પ્યારા **બેસિલ**! હવે આપણે જૂદાં પડવું જોઇએ. તમે જાણોછો કે મારા પિતાની મરજી પ્રમાણે હું કોઇ દિવસ તમારી થવાની નથી, અને જો તેમની મરજી શિવાય હું તમારી સાથે લગ્ન કરૂં તો હું કદી સુખી થવાની નથી. હું દુનિયામાં જેમને મારા પ્રાણ કરતાં પણ અધિક ચહાઉંછું તેમના દુ:ખનું કારણ થઇ પડવાની નથી— મારાં માતાપિતા વચ્ચે હુ અણબનાવ કરાવનાર નથી. દરરોજ એમની વચ્ચે જે ટાપટીપ વધતી જાયછે તે હવે હું સાંભળી શકતી

નથી; માટે આપણે બંને જૂદાંજ પડીએ એટલે સર્વ સ્થળે પડશે.'

એનો ઠરાવ ફેરવવાની મેં જે કોશિશ કરી તે સર્વ મિથ્યા-જ; તોપણ, તે ફરજ જાણી પોતાનાં વિચારને વળગી રહી તેને માટે મારાથી એને માન આપ્યા વગર રહેવાયું નહિ. આ અણીના વખતે તેણે જે શાંત મિજાજ, માયાળુ સ્વભાવ અને પિતૃભક્તિ વિગેરે ઉત્તમ ગુણો બતાવ્યા તેથી મારા મનમાં એને માટે અવર્ણ-નીય વહાલ ઉત્પન્ન થયું.

અગર જો કે મારા કાકાએ પોતાના વિચારમાં દ્રોણાચળની માફક અચળ રહેવાનો ઠરાવ કર્યો હતો, તોપણ ધીમે ધીમે તેમના મનમાં હતું તે મોંઢે આવવા લાગ્યું. એક રાત્રે એમણે પોતાની ચ-લમ ભાગી નાંખી અને બેવાર ચીપીઓ ફેંકી દીધો. **લ્યુસિએ** જ્યા-રે એ ચીપીઓ ઉપાડીને તેમને આપ્યો ત્યારે તેમણે કહ્યું કે "છોડી, તું મૂર્ખ છે. અને મને વધારે તો એ લાગેછે કે તું તાબુત જેવી છે. ખરેખર તું મને ઘણોજ દિલગીર કરેછે; કારણ કે હું જાણુંછું કે આ **બેસિલ** કોટિ પ્રકારે પણ સારો થવાનો નથી; પણ મારી મરજી શિવાય તેની સાથે લગ્ન કરવામાં તારે શી હરકત છે?"

આ ચેતવણીપરથી **લ્યુસિએ** સર્વ આનાકાની કાઢી નાંખી, અને થોડા દિવસ પછી અમારૂં બંનેનું લગ્ન થયું. ડહાપણ, સદ્ગુ-ણ, ગર્વ, પ્યાર, વગેરે જેજે લાગણી મનુષ્ય જાતપર અમલ ચલાવી શકે તે તે લાગણીએ મને ઉશ્કેર્યો. મેં નિશ્ચય કર્યો કે આ ઘણી પ્રીતિપાત્ર સ્ત્રીનું પાણિગ્રહણ કરવાને હું લાયકજ હતો એવું મારે ખૂબ મહેનત કરીને સાબીત કરી આપવું. એમ ધારી હું મારા પ્રયાસમાં દૃઢતાથી તથા એકચિત્તે વળગી રહ્યો. એક વર્ષ પછી **લ્યુસિએ** કહ્યું કે "મારી પસંદગીને માટે મારે પસ્તાવાનું નથી." પોતે મારે ત્યાં ઘણી સૂખી છે એમ પોતાના બાપને સમજાવવાને તેણે પૂરી કોશિશ કરી. તેના બાપે પણ તેને સૂખી જોઇને કહ્યું કે "મેં મારો વિચાર બદલ્યો છે." હું મારા મનમાં એકમતિયો થઇ કામ પાછળ મંડયો રહ્યો, અને "**લ્યુસિએ** પોતાની જોડ ખબરદારીથી ખોળી કાઢી" એવું મારા કાકા-

ના મોઢેથી સાંભળીને મને જે હર્ષ થયો તે હું કદી ભૂલનાર નથી.

પરંતુ અપશોચ! 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી,' 'કૂતરાની પૂંછડી જમીનમાં દાટી મૂકો તો પણ વાંકીને વાંકીજ,' 'પ્રાણને પ્રકૃતિ સાથેજ જવાનાં.' તેમ જ્યારે મેં મારા લાભમાં ઉપર પ્રમાણે મારા કાકાનો મત ફેરવાવ્યો, મહેનત અને નિયમિતપણાને માટે મારી શાખ પાડી, ત્યારે એ શાખને બરોબર લાયક થવાના ઉપાયો મેં હંડા નાંખવા માંડ્યા, અને પ્રથમની મારી **"મુલતવી રાખવાની કટેવ"** પર પાછો ચડયો. મારા ગ્રાહકો અને આડતીઆઓ ફરિયાદ કરવા માંડ્યા કે "અમારા કાગળના જવાબ મળતા નથી અને અમે મંગાવેલાં પુસ્તકો આવતાં નથી." જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેમની ફરિયાદો વધતી ગઇ. તેમના કાગળોની તારીખ પ્રત્યક્ષ જોઈનેજ મારી ખાત્રી થતી કે તેઓનું કહેવું ખરૂં છે અને હું દોષને પાત્રછું. મારા પિતાનો એક વૃદ્ધ પરન્તુ તાલેવન્ત મિત્ર પુસ્તકોનો ઘણો શોખી હતો, અને ખરીદવા લાયક જે પુસ્તક હોય તે તે ખરીદતો. માર્ચ માસમાં એણે ઘણા પાઉનાં (એક પૌંડના દશ રૂપીઆ) પુસ્તકો મંગાવ્યાં. પણ મારાથી તે મોકલાયાં નહિ ત્યારે મને યાદ દેવડાવવાને એપ્રિલ માસમાં નીચે પ્રમાણે એણે કાગળ લખ્યો.

"મહેરબાન સાહેબ—નીચેનાં પુસ્તકો મોકલવા ગયા માસમાં મેં તમને લખ્યું હતું. તે પુસ્તકો આજ સુધી મને નહિ મળવાથી હું તદન નાઉમેદ થયોછું; માટે મહેરબાની કરી આ કાગળ દેખત તુરત તે વિદાય કરશો.

હું છું, આપનો તાબેદાર, **જે. સી.**"

એ કાગળ પણ ખજાને પડવાથી મે મહિનામાં તેણે વળી ફરીથી લખ્યું કે—

"મહેરબાન સાહેબ! માર્ચ મહિનામાં મંગાવેલી ચોપડીઓ હજુ સુધી મને મળી નથી તેથી તાજુબ થયોછું. આટલી બધી ઢીલ થવાનું કારણ શું તે લખશો.

હું છું, આપનો તાબેદાર, **જે સી.**"

ત્યારબાદ એક પખવાડીઆ પછી એ ગૃહસ્થે મંગાવેલાં પુસ્તકો તેને મોકલવા સારૂ હું બાંધતો હતો, તેવામાં નીચેનો કાગળ મળ્યો.

"સાહેબજી—પુસ્તકો મોકલવા માટે મેં તમને આશરે ચારેક મહિનાથી લખેલું, પણ હજુ સૂધી તે આવ્યાં નહિ, માટે મારે બીજી જગોએથી ખરીદવાની જરૂર પડીછે; આવું પગલું ભરતાં મને ઘણું સાલેછે, કારણ કે તમારા પિતા તરફ મારૂં મન ઘણું ખેંચાતું હતું. તેનાજ છોકરા સાથેનો મારો સંબંધ હું એકદમ છોડી ન દેઉં; પણ તમે મારી ધીરજને થકવી છે. ગયે વર્ષે પણ મારા બીજા આડોશી પાડોશીઓને મળ્યા પછીજ તમે મારા તરફ નવી છપાયલી ચોપડીઓ મોકલી હતી, અને ઘણીખરી વાર તો તમારી પાસેથી મગાવેલાં પુસ્તક નહિ આવવાથી મારે તે બીજાનાં માગી લાવવાં પડતાં. આ ઉપરથી આપ ચેતશો, અને જેવી વર્તણુક તાબેદાર સેવક સાથે ચલાવીછે તેવી હવે પછીથી કોઇ બીજા સાથે નહિ ચલાવશો.

તાબેદાર સેવક—**જે. : સી.**"

આ ઠપકાની અસર મારાપર બિલકુલ થઇ નહિ, કારણ કે જે વખતે આ કાગળ આવ્યો તે વખતે હું એક બીજીજ યોજનામાં ગૂંથાયો હતો. તેના કરતાં પુસ્તક વેચનારનો ધંધો મને નીચો લાગતો હતો. રાજ્યકારભારીઓને એક નવો કર નાંખવાનું બતાવવાની શોધમાં હું મંડયો; હતો, અને તેમાં પાર પડું તો હજારો રૂપિઆ મને મળે તેમ હતું. બીજા તીવ્રબુદ્ધિના માણસોની માફક હું પણ એમજ ધારતો હતો કે નિત્યના ગદ્ધાવૈતરાથી નહિ, પણ બુદ્ધિના પ્રભાવથીજ હું ધનવાન્ થવાનો છું. પ્રખ્યાત થવાના ધોરી રસ્તા મૂકી હું ગલીકુંચીયો ખોળતો હતો.

જે લોકો સારા દરજ્જાપર હતા તે સઘળાં મને હિમ્મત આપતા કે મારા શોધી કાઢેલા કર ઘણા પસંદ પડશે. જેઓ મારા મુરબ્બી કહેવાતા તેઓની હજુરમાં હું હમેશ રહેતો, અને મારી દુકાનનું કામ, 'ક્યારે રવિવાર આવે અને હું ઘોડે બેશીને ફરવા જાઉં,' એવા વિચારવાળા એક જુવાનિયાને સોંપ્યું હતું. અને કદાચ તેવો

તે ન હોય તથાપિ **યથારાજા તથા પ્રજા** પ્રમાણે તેનામાં ગુણઆવેજ. આવા શેઠ અને આવા ગુમાસ્તાથી દુકાનનું કામ કેવી રીતે ચાલતું હશે તેનો વિચાર વાચનારેજ કરી લેવો!

અગર જો કે **લ્યુસિ** મારી બુદ્ધિ માટે ઘણું માન ધરાવતી હતી અને મારાં આપેલાં વચનપર તેને પૂરો ભરોંસો હતો, તોપણ વારે વારે તે મને કહેતી કે કર શોધી કાઢવા પાછળ તમે આટલો બધો વખત ગાળોછો, પણ પાછળથી કારભારીઓ તમારી મહેનતનો બદલો નહિ આપે તો શું કરશો? આ તેનું કહેવું હું સાંભળતો હતો, તથાપિ મારા ધારેલા કામમાં મંડયોજ રહેતો. ઉત્તર વાળ્યા શિવાયના કાગળો એટલા બધા થઇ ગયા હતા કે તેમને પરોવી મૂકવાનો એક મોટો વાળો ભરાઇ ગયો હતો. ભોગજોગે જ્યારે જ્યારે હું મારા મેજનું ખાનું ઉઘાડતો ત્યારે ત્યારે હિસાબ ચઢી ગયેલો જોઇ હું નિશ્વાસ નાંખતો. થોડા વખતમાં મને કામ કરવાનો કંટાળો આવ્યો, અને મુલતવી રાખનારાઓ જે બહાનાં, છળ, અને અસત્યતાના વેહેલા અગર મોડા ગુલામ થાય છે તેમનો હું પણ ઉપયોગ કરવા મંડયો. મારૂં અંતઃકરણ ધીમે ધીમે કઠોર થવા માંડયું. મારૂં બોલવું હું બરોબર પાળીશ એ વિશેનું મને સ્વપ્નું પણ નહોતું આવતું; તો પણ જરાએ અચકાયા વગર હું સર્વને કહેતો કે **આવતી કાલે** હું તમારો હિસાબ કરીશ.

હું પુસ્તકો વેચનાર હતો એટલુંજ નહિ, પણ બીજાનાં પુસ્તકો છપાવતો પણ હતો. આથી કરીને ગરીબ અને તવંગર એ બંને વર્ગના ગ્રન્થકારો તરફથી ઠપકા આવતા હતા. તવંગર ગ્રન્થકારો ફરિયાદ કરતા કે ઢીલ થવાથી અમારી કીર્તિ ઓછી થાય છે, અને ગરીબ ગ્રન્થકારો એમ કહેતા કે તેમ થવાથી અમારો લાભ ઓછો થાય છે તથા અમારી જીંદગી જોગવવાની યુક્તિમાં વધો પડે છે. લોકો મને માયાળુ સ્વભાવનો તેમજ મુલતવી રાખનારો પણ કહેતા. હિસાબ નહિ કર્યાથી તેઓ જે ઠપકો દે તેમાંથી બચી જવાને હું વારંવાર મારા ગરીબ ગ્રન્થકારોને પૈસા ધીરતો.

મારા સદ્ગુણ અને દુર્ગુણનો તેઓ બમણો લાભ લેવા લાગ્યા. તીવ્રબુદ્ધિના માણસોને હું ઉત્તેજન આપતો તેથી ગરીબ ગ્રન્થકારોની મોટી યાદી મારી પાસે થઇ હતી. જેજે ગ્રન્થ મને સોંપવામાં આવતો તે તે ગ્રન્થની બરોબર તુલના કરવાનું હું મારા ન્યાયી વિચારપર રાખતો. એવા વિવિધ પ્રકારના ગ્રન્થો વાંચવાનું અગર છાપ્યા મોકલવાનું ભૂલી જવાથી મારે ઘણીવાર પૈસા આપવા પડતા. કોઈ ગરીબ ગ્રન્થકારને આશામાં ને આશામાં ઘણી મુદત રખડાવ્યા પછી પણ મારાથી તેને એવું કહેવાતું નહિ કે "તમારો ગ્રન્થ મેં ઉઘાડ્યો પણ નથી, પણે પડ્યોછે તે લેઇ જાઓ." મારાથી તેઓ તરફ માનવૃત્તિથી જોયા વગર, અગર કાંઈ બદલો આપ્યાં વગર રહેવાતું નહોતું; અને આ મારી માનવૃત્તિને લીધે પાછળથી મારે ઘણા પૈસા ખરાબ કરવા પડ્યા.

મારા તાલેવંત ગ્રન્થકારોએ તુરત મને તજી દીધો, અને વિદ્વાન્ મંડળમાં મારી જે શાખ પડી હતી તેને ઘણો ધોકો પહોંચાડ્યો. દરેક ગ્રન્થકાર એમજ ધારતો કે તેનો ગ્રન્થ અમુક દિવસે પ્રસિદ્ધ થવાપરજ યૂરોપની-અરે આખી દુનિયાની-ઉન્નતિ આધાર રાખતી હતી; પણ હું તો એમજ ધારતો કે કર નાખવાની મારી નવી યુક્તિ સાથે સરખાવતાં તેઓના ગ્રન્થ કુંજર આગળ કીડી અને મેરૂ આગળ તૃણ સમાન છે. આટલાજ માટે મેં તેઓનાં કામ **મુલતવી રાખ્યાં** અને મારી નવી યુક્તિમાં મંડ્યો રહ્યો.

મને કહેવાને ગર્વ અને ખુશી ઊપજે છે કે મેં ખોળી કાઢેલા સઘળા કર પ્રસન્ન પડ્યા, અમલમાં અણાયા, અને તેથી સરકારને પુષ્કળ વસુલાત થઇ. પણ હવે મારે પશ્ચાત્તાપથી કહેવું પડે છે કે પ્રત્યક્ષ યા પરોક્ષ કોઇપણ રીતે મારી મહેનતને માટે પૈસા સબંધી બદલો મને મળ્યો નહિ; પણ તેનું માન અને બદલો એક ખંધો માણસ લેઈ ગયો. જો મેં મારો અસ્ત્રો ઘસી રાખવાનું* આગલે દિવસે

*એ લોકોમાં કેટલાક પોતાના હાથે હજામતના ચહેરા કાઢેછે અને અસ્ત્રા વગેરે પોતાને હાથેજ ઘસીને તૈયાર કરેછે.

**મુલતવી** રાખ્યું ન હોત તો આમ બનત નહિ. મારી કટેવના આ એક નજીવા બનાવને મારી જીંદગીની એક મોટામાં મોટી નિરાશાનું મૂળ ગણવું પડેછે!!! મેં જે કર ખોળી કાઢ્યા હતા તે મારી પહેલાં તેણે ખોળી કાઢ્યા છે એવું પેલો ખંધો માણસ કહેતો હતો; તેથી અમુક દિવસે અમને બંનેને સવારના બરોબર દશ વાગતાં મારા આશ્રય આપનારને ત્યાં મળવાનું ઠરાવ્યું હતું. મારો સામાવાળીઓ નિયમસર ત્યાં હાજર થયો, પણ હું અસ્ત્રો ઘસવા રહ્યો તેથી ફક્ત અડધો કલાક મોડો ગયો. મારા જતા પહેલાં પેલાના હક ખરા ઠર્યા હતા અને મારા હક રદ્દ કર્યા હતા; કારણ કે મારા તરફની કાંઇ પણ સાબીતી આપવાને હું ત્યાં હાજર નહોતો. હું ઠરાવેલે ઠેકાણે ગયો કે તરતજ દ્વારપાળે મને અંદર જતાં અટકાવ્યો અને બારણું બંધ કર્યું. આવી રીતે કર સંબંધી મારી મોટી મોટી આશાઓનો પાણીના પરપોટાની માફક અન્ત આવ્યો!!!

પછી હું ઘેર ગયો અને મારા કમનશીબપર રડવા માટે બારણાં બંધ કરી મેડાપરના એક ઓરડામાં બેઠો; પણ ઘણીવાર સૂધી હું એ સ્થિતિમાં રહ્યો નહીં હોઊં તેટલામાં મારો ચાકર ઉપર આવી મને કહેવા લાગ્યો કે કોઇ ગુસ્સે થયેલો ગ્રન્થકાર તમને નીચે બોલાવે છે, અને 'એમને જોયા વગર હું જવાનો નથી' એમ કહે છે. ગુસ્સે થયેલા સર્વ ગ્રન્થકારોમાં આ હમણાં આવેલો ગ્રન્થકાર ઘણોજ તામસી હતો. તે કાંઇક અક્કલ અને વિદ્વતાવાળો માણસ હતો, પણ ઘણો ઢોંગી અને ખારીલો હતો. તે ગરીબ હતો પણ તાલેવન્તની સાથે રહેતો હતો, અને તેનામાં અપમાન ગ્રહણ કરવાની શક્તિ અને ગર્વ એ બંને સરખાં હતાં. મારે ત્યાં એ "થોમેટરગોસ" અગર "કૌતુકદર્શી" એ નામથી ઓળખાતો હતો; કારણ કે એવા નામનો ગ્રન્થ તેણે મારે ત્યાં મોકલ્યો હતો. અઠવાડિયામાં બે ત્રણ વખત તેનાં કાગળ આવતા; તેમાં તે પૂછતો કે મારૂં પુસ્તક ક્યારે બહાર પડવાનું છે? પરંતુ કમનશીબે આ કિમતી પુસ્તક મેં ક્યાં મૂક્યું હતુ તે મને માલૂમ નહોતું. આવી હકીકત સાથે એક ગ્રન્થકારને મળવું એ ખરેખર તાપના

ગોળા સામે ઉભા રહેવા જેવું હતું; તથાપિ કાંઈ પણ બ્હાનું ગોઠવી કાઢ્યા વિના હું તો નીચે ઊતરી આવ્યો.

અગર જો તે ગુસ્સે થએલો હતો તોપણ પોતાનો ગુસ્સો દબાવી રાખીને બોલ્યો કે "સાહેબજી, તમે મારૂં પુસ્તક છપાવવાનું દુરસ્ત ધારતા નથી એમ જણાયછે માટે મહેરબાની કરીને મને તે પાછું આપો. એટલામાં હું વચ્ચે બોલી ઉઠયો કે "માફ કરો મહેરબાન, આવતી વસંત ઋતુમાં તે બાહાર પડશે" તેણે કહ્યું "અરે! વસન્તઋતુ! વસંતઋતુની તો વાતજ કરશો નહિ. તમે પ્રથમ મને કહ્યું હતું કે નાતાલમાં બહાર પડશે; અને તે પછી કહ્યું હતું કે 'ઇસ્ટર'ના તહેવાર પહેલાં બહાર પડશે. મારી સાથે તમારે આ પ્રમાણે વર્તવું છે કે?" મેં કહ્યું "માફ કરો મહેરબાન, તમારી સાથે તેમજ દુનિયાની સાથે હું ઘણીજ ખરાબ રીતે વર્ત્યોછું; પણ કામના ઘોટાળા શિવાય બીજું કાંઇ બ્હાનું નથી."

પેલો ગ્રંથકાર ધીમે ધીમે પાછો ગુસ્સે થઇને બોલ્યો કે "એસિલ સાહેબ! જરા સાંભળો. હું અત્રે નજીવાં બહાનાં સાંભળવા આવ્યો નથી. તમે મારી સાથે ખરાબ રીતે વર્ત્યાછો તે હું સારી પેઠે જાણુંછું અને દુનિયા પણ જાણશે. મારા શત્રુઓના મનસુબા હું સમજી ગયોછું, અને તકરી મંડળીઓ કોઇ પણ રીતે મારી સામે ફતેહ પામશે નહિ. "કૌતુકદર્શી" અંધારામાં પડયું રહેવાનું નથી, પણ અજવાળામાં આવશેજ. ગમે તેટલી અદેખાઇ ચાલતી હશે તો પણ એને ન્યાય મળશેજ. સાહેબજી, મને મારૂં પુસ્તક આપો." મેં કહ્યું 'મહેરબાન, હું તમને આવતી કાલે તમારૂં પુસ્તક મોકલાવીશ." તેણે કહ્યું "મારી પાસે કાલ નહિ ચાલે. આખા વર્ષથી એમજ કહ્યા કરોછો કે **કાલ થશે, કાલ થશે.** મારૂં પુસ્તક હું આજેજ લઈશ. કૌતુકદર્શી લીધા શિવાય હું અહીંઆંથી એક તસુ પણ ખસવાનો નથી."

આવી રીતે હું સપડાયો ત્યારે મારે ખરેખરૂં કહેવું પડયું કે "હાલ મને એ પુસ્તક જડી શકે તેમ નથી, પણ હમણાંજ હું આખું ઘર ખોળુંછું." આ વખતે એ ગ્રંથકારે મારા તરફ જે તિરસ્કાર

બતાવ્યો તે અવર્ણનીય છે. હું તરતજ ઘરમાં ખોળવાને ગયો અને એ પણ મારી પાછળ પાછળ આવ્યો. પેટી પટારા વગેરે જ્યાં જ્યાં એનું પુસ્તક ખોળતો હતો ત્યાં ત્યાં તે મારી પાસે ઉભો રહ્યો હતો. જ્યારે કાંઇ પણ પત્તો લાગ્યો નહિ ત્યારે તેણે મને કહ્યું કે "મારી પાસે એની બીજી પ્રત નથી, અને એક બીજા પુસ્તક વેચનારે એના મને રૂ. ૫૦૦૦) આપવાનું કહ્યું હતું, પણ મેં તો એથી બમણા રૂપિઆ મળે તોપણ તે આપવાની ના કહી હતી." જ્યારે તે ગ્રંથકાર મારા ઘરમાંથી નીકળ્યો ત્યારે કહેતો ગયો કે "હવે પરિણામ શું થાય છે તે જોઇ લેજો."

**ખરૂં કહેવરાવોતો એ પુસ્તક ખોવાયુંજ હતું. એને મેં કયે ખજાને નાંખ્યું છે તે સંભારી કાઢવાને મેં જે મહેનત કરી તે વ્યર્થજ હતી. હું ફક્ત એટલુંજ સંભારી શક્યો કે એક અઠવાડીઆ સુધી તેને મેં મારા ડગલાના ગજવામાં રાખી મૂક્યું હતું.** દરરોજ હું એમ ધારતો હતો કે **આવતીકાલે** એને ઠેકાણે મૂકીશ, અને એજ ડગલો પહેરીને હું કેટલીકવાર 'માઉન્ટ' નામના કાવાખાનામાં ગયો હતો. આટલી વાત મને યાદ આવી પણ તે કશાકામની નહોતી.

પેલા ખીજવાયલા ગ્રંથકારે તેના પુસ્તકની નુકશાની માટે રૂ. ૮૪૦૦) નો મારાપર સરકારમાં દાવો બાંધ્યો. લંડનના બધા પુસ્તક વેચનારા અને ગ્રંથકર્ત્તાઓને આ વાત ઘણી ગમતની થઇ પડી હતી, તેથી નીમેલે દિવસે કચેરીનો વખત થયા પહેલાં હજારો માણસ મારા મુકર્દમાની હકીકત સાંભળવા આવ્યા હતા. *વાદીના લાગતા વળગતા તુવંગર ગૃહસ્થો કચેરીમાં આવી પાટલીઓપર બેઠા, અને કેટલાક એના દુશ્મનો થોમેટરગોમને નિંદવા તથા હસી કાઢવાની મને સલાહ આપવા લાગ્યા. મને ઘણી આશા હતી કે દાવો મારા લાભમાં ચૂકશે, કારણ કે વાદીનો જે વકીલ હતો તે ઇટનની શાળામાં મારી સાથે ભણનારો હતો. જે **જોન્સને** હું મહેનતું ઢોર કહેતો હતો

* દાવો કરનાર વાદી કહેવાયછે અને જેના ઉપર દાવો કર્યો હોય તે પ્રતિવાદી કહેવાય છે.

તેજ **જોન્સ** વાદીનો વકીલ હતો. આ મહેનતુ માણસ આટલે દરજ્જે શી રીતે ચઢ્યો, અને એણે સ્વભાવિક તીવ્રબુદ્ધિની ખોટ ફક્ત મહેનતથીજ શી રીતે પૂરી પાડી તે હું કહી શકતો નથી. અગર જો કે આખરે દાવો મારી સામે ચૂક્યો અને મને નુકશાન થયું, તોપણ મારે કહેવું જોઇએ કે **જોન્સે** પોતાના અસીલનો બચાવ ઘણોજ સરસ રીતે કર્યો. મારે રૂ. ૫૦૦૦) અને દાવાનું ખર્ચ ભરવું પડ્યું. માત્ર એક કાગળની ચોપડી મૂકવાનું **મુલતવી રાખવા** માટે ૫૦૦૦ રૂપિઆનો ધોકો! મુળાનો ચોરને મુશકાનો માર તેમ મારે થયું! ગુનાના પ્રમાણમાં દંડ ઘણો હતો તેથી દરેક આદમીને મારી દયા આવી; પણ મારા ગયેલા રૂપિઆને માટે તેમની દયાથી કાંઇ દિલાસો મળ્યો નહિ.



## પ્રકરણ ૯ મું.

## જ્યાં નિર્ણય અને દૃઢતાનું મીંડુ છે ત્યાં તીવ્રબુદ્ધિ કાંઇ પણ ઉપયોગની નથી.

આ મુકદ્દમો ઘણાંખરાં વર્તમાનપત્રોમાં પ્રગટ થયો. મારા કાકા **લોવેએ** તે વાંચ્યો અને મારા તરફના એના સારા વિચારપર હમેશને માટે પાણી ફરી વળ્યું. લ્યુસિ ઠપકાનો કે ફરિયાદનો એકે શબ્દ બોલી નહિ; પણ એક કોળીએ લાડુ ખાઇ તવંગર થવા જેવી ધારણાઓ દૂર કરવા અને એક મનથી મારાં કામ પાછળ મંડવા મને સમજાવવાને પોતાની સઘળી શક્તિ વાપરવા લાગી. જો કે મને લાગેલી બાધ ઘણી ભારે હતી તો પણ તે વાળી શકાય એવી હતી. પુષ્કળ ગાળો અને ઠપકાના વરસાદથી મારા મનપર જે અસર થાત તેના કરતાં મારી સ્ત્રીની મમતાથી મને વધારે અસર થઇ. પરંતુ અજીત ટેવની આગળ મમતા, પ્યાર, અને સારામાં સારા ઠરાવો શી ગણત્રીમાં? હું સરકાર વિરૂદ્ધ એક ચોપાનિયું લખતો હતો તે પૂરૂં થતા સુધી મારા ધંધામાં મન ઘાલવાનું મેં **મુલતવી** રાખ્યું. આ ચોપાનિયા માટે મારા મિત્રો તથા ટીકાકાર એમ કહેતા કે તે ઘણું

પ્રિય થઇ પડશે. સારી ટોળીના સઘળા માણસો તમારી દુકાનના ગ્રાહક થશે, અને તેથી તમને ઘણા પૈસા મળશે. એ ચોપાનિયું ફતેહમંદ નીવડયું, એઇ રીતે તેનાં વખાણ થયાં, તેમ તેના દુર્ગુણનાં બાંકા પણ ફુંકાયાં. વર્તમાનપત્રોમાં જવાબ આવવા લાગ્યા અને વળી તેના રદિયા મારે આપવા પડયા. વખત તો પવનની પેઠે વહી જવા લાગ્યો અને લોકો તરફથી જેમ જેમ મને માન મળતું ગયું.તેમ તેમ પૈસા તરફથી હું ખરાબખસ્ત થતો ગયો. "દેવાળિયાની છાપ" મારે માથે ઢળી પડવાનો લાગ જોયા કરતી હતી. મારાં ચોપાનિયાં મેં એકદમ બંધ કર્યાં અને ભય તથા ગભરાટથી ઘણોજ મોડો મારા કામ પાછળ જોવા લાગ્યો. આ વખતે મેં પુષ્કળ પ્રયત્ન કર્યો. **મુલતવી રાખવાની કટેવને** કાઢી નાંખવાને મેં ધમપછાડા કર્યા. મનના ગભરાટને લીધે મારથી કંઇ પણ કામ સારૂં થઇ શકતું નહિ. જે જે કામ મારે કરવાનું આવતું તે બીજાં હજારો કરવાનાં કામની સાથે સરખાવતાં દમ વગરનું માલૂમ પડતું. જે કાગળ હું લખતો અથવા જે હિસાબ હું નક્કી કરતો તેના જેવા બીજા ઘણા પડી રહ્યા હતા અને તે સઘળાનો જલદી નિકાલ કરવાની એક સરખી અગત્ય હતી. આખરે હું હિંમત હારી ગયો. અને નિરાશાથી મેં મારૂં કામ છોડી દીધું. મારાપર "દેવાળિયા"નું તહોમત મુકવામાં આવ્યું, મારો સઘળો સરસામાન જપ્ત કરાયો, અને મને દીવાની કેદમાં લેઇ જવામાં આવ્યો.

મારી સ્ત્રીના સંબંધીઓએ આ વખતે મને મદદ કરવાને સાફ ના પાડી. પણ તેના પિતાએ એને તથા એના છોકરાને પોતાને ત્યાં રાખવાની ખૂશી દેખાડી; પણ એવી શરતથી કે તેણે મારાથી હમેશને માટે જૂદાં પડવું અને બાકીની જીંદગી તેના પીયરમાંજ પૂરી કરવી. પરંતુ આ વિષે તેણે (લ્યુસીએ) ચોખ્ખી ના કહી. ના કહેતી વખતની તેની રીતભાત હું કોઇપણ દિવસ ભૂલવાનો નથી. તેનો ખરો સ્વભાવ વિપત્તિરૂપી કસોટીથી જણાયો. જેમ બીજી સ્ત્રીઓ સુખનીજ સાથી હોયછે અને દુઃખની વખતે પોતાના પતિને--પોતાના માથાના મુકુટને-દૂર કરી, તજી દેઇ, નિર્દયપણે ચાલી જાયછે તેમ તેણે કર્યું નહિ. તે

પૈસાની અને આબરૂની સગી નહોતી, પણ મારા દેહ, પ્રાણ તથા શુદ્ધ પ્રેમની સગી હતી. સ્ત્રીજાતિનું સ્વાભાવિક અસિલપણું તથા કોમળતા તેનામાં હતાં. તેમજ ઘણાક પુરૂષોમાં પણ ભાગ્યેજ દેખાતી, એવી હિંમત અને ધીરજ તેનામાંહતી. તે મારી સાથે કેદખાનામાં આવી રહી,અને ત્યાં હજાર પ્રકારે મમતા બતાવી મને ખૂશી રાખતી. જે બંધીખાનાને મેં મારૂં જન્મ સૂધીનું રહેઠાણ ગણ્યું હતું, તેમાં દોઢ વર્ષ સૂધી અમારે રહેવું પડ્યું. એટલી મુદ્દતમાં કદી પણ તેણે શબ્દથી અથવા નિશાનીથી મને એમ જણાવ્યું નથી કે આ સઘળા દુઃખનું કારણ હું (બેસીલ) છું. ઉલટી તેનાં જાતિય પ્રીતિનાં વાક્યોથી મારા મનમાં ઘોળાતા સર્વ વિચાર કાઢી નંખાવતી. આ બનાવ બન્યાને જો કે ઘણો વખત થઈ ગયો છે તોપણ તે યાદ લાવતી વખતે હર્ષશોકનાં આંસુ પાડયાવગર મારાથી રહેવાતું નથી.

અરેરે! કેવા પ્રકારની સ્ત્રીને મેં દુઃખ દરિયામાં ઝીકી દીધી હતી!! આ વખતે મેં એને જેવી ખુશબખ્તીમાં તથા કરૂણાર્દ્ર જોઈ, તેવી અમારૂં લગ્ન થયુ તે મહિનામાં પણ જોઇ નહોતી. તે મને તથા છોકરાને પોતાના પ્રાણ ગણતી. છોકરો તેને ઘણોજ વહાલો હતો. આ વખતે તે ચાર વર્ષનો થયો હતો, ચાલતો હતો, અને કાલું કાલું બોલતો હતો. તેનું વિનોદી લાડ, વિચારશૂન્ય મોજીલાપણું, અને તેના "ગરીબ બાપા" માટે વખતે વખત તેના મોઢામાંથી નીકળતા દયાજનક શબ્દો, એ અન્તઃકરણને ભેદી નાંખતાં હતાં. પરંતુ અપશોચ! એણે ભાગ્યેજ વર્ત્યું હશે કે—* * * * *

આ વખતે કંઇ પણ ભવિષ્ય ભાખ્યા વગર મારે મારી વાત ચલાવવી જોઇએ. મારી પાસે માગનારાઓમાં મિ. નન નામે એક કાગળ બનાવનાર હતો. ઘણી વાર મારી સાથે સંબંધમાં આવ્યાને લીધે મારા તથા મારી સ્ત્રીના સ્વભાવથી તે વાકેફ હતો. તે મારી સ્ત્રીની પ્રશંસા કરતો અને મારી દયા ખાતો. તે બે પૈસાના જીવવાળો હતો અને પોતાનાથી બને તેટલું સારૂં કામ કરવામાં ખૂશી માનતો. કેદખાનામાં એક દિવસ સવારે લ્યુસિ ઘણા આનંદમય ચહેરાથી

મારી ઓરડીમાં ધસી આવી અને મને કહેવા લાગી કે, પ્રિયતમા મિ. **નન** તમને જોવાની ઇચ્છાથી નીચે વાટ જોઇ ઉભા છે. પણ કહેછે કે પ્રથમ મારે તમને ખૂશ ખબર કહેવી અને પછી તમારે તેમને મળવું. એ ખૂશ ખબર એ છે કે તેમણે આપણા સઘળા માગનારાઓને એકઠા કરી તેમના લેણા પૈસા ચૂકવી આપી તમને આજ છૂટા કર્યા છે!!!

આ હકીકત સાંભળી મારા શરીરમાં ઉપકાર અને આનંદ વ્યાપી રહ્યાં. અમને કેદખાનામાંથી લેઈ જવા સારૂ અમારો એ દયાળુ મિત્ર એક ગાડી લેઇને ઉભો હતો. જ્યારે હું એનો ઉપકાર માનવા લાગ્યો ત્યારે તેણે મને એકદમ ભૂંડો પાડી અટકાવ્યો, અને કહ્યું કે "તમે મારા બિલકુલ આભારી નથી. કારણ કે તમે જો કે એક નકામા આદમી હોત તોપણ તમારી સ્ત્રીની ખાતર હું તમારા તરફ આ પ્રમાણે વર્ત્યો હોત." પોતાની સ્ત્રી શિવાયની બીજી સઘળી સ્ત્રિયો કરતાં મારી સ્ત્રીને તે સારામાં સારી (રહેણીકરણીમાં) ગણતો હતો.

તેણે શી રીતે મને છોડવવાની ગોઠવણ કરી હતી, તથા બંધીખાનામાંથી છૂટયા પછી તરતજ મારૂં ગુજરાન ચલાવવા માટે થોડાક પૈસા પણ મારા માગનારાઓ પાસેથી શી રીતે કઢાવ્યા હતા, તેનો બધો હેવાલ તેણે મને કહેવા માંડયો. સૌથી ભારે રકમ તે મારી પાસે માગતો હતો. તેનો ત્રીજો ભાગ તેણે છૂટ મૂકી હતી. મારે ઘેર તાળું વાસેલું હતું તેથી જમવા સારૂ બારોબાર તેને ઘેર અમને લેઇ જવાનો તેણે આગ્રહ કર્યો. તેણે કહ્યું કે મારી સ્ત્રીએ ઘણો સારો ખોરાક તૈયાર કર્યો છે, અને બીજા કોઇ મિત્રો પણ આવનાર નથી. અમે તે કબુલ કર્યું. જે સાદો ખોરાક એને ત્યાં અમને મળ્યો તે ઘણોજ મન પ્રસન્ન થઇ પડયો. જેવી રૂચીથી એ ખોરાક મેં ખાધો તેવી રૂચીથી ફરીથી કોઇ પણ દિવસ કશો ખોરાક મેં ખાધો નથી; અને જેવી પ્રીતિથી એ ખોરાક અમને ત્યાં પીરસવામાં આવ્યો તેવી પ્રીતિથી પીરસેલો ખોરાક કદિપણ અમને મળ્યો હોય એવું મને લાગતું નથી. આ ભોજનને માટે મને હમેશાં વિચાર આવતો. જે માણસોને ખાણાની

જરૂર નથી હોતી તેવાઓને ઉમદા ભોજન આપનાર મોટા માણુસના ભભકાની સાથે આ સાદા માણુસની પરોંણુાગત સરખાવતો. નજીવાં ગણાતાં તથા મહત્વનાં કામમાં પણુ તે ઘણો ઉદાર હતો; પણુ સાધારણુ સ્થિતિના માણુસોનાં ઉદાર કામ અંધારામાંજ પડયાં રહેછે. પૈસાદાર મનુષ્યો પોતાની કીર્તિ થવા માટે જેવો ખર્ચ કરેછે તેવો ખર્ચ તેઓ કરતા નથી. તેઓ પોતાના જાતિભાઈઓના હિતને સારૂજ એમ વર્તેછે અને તેનો બદલો તેમનું અંતઃકરણુજ આપેછે.

એક વખત હું મિ. **નન**ની વખારમાં ફરતાં ફરતાં ઉપલા વિષયપર કંઇ લખવાનું વિચારતો હતો, અને એ કવિતારૂપે "પ્રશંસાની ઇચ્છા રાખનારનું પ્રશંસારૂપે ગાયન" એવા નામથી લખવું કે" હાલના મુકાબલા" એવા નામથી ગદ્યમાં લખવું એ વિષે મેં નિશ્ચય પણુ નહોતો કર્યો, એટલામાં મારી સ્ત્રીએ મને મારા એ ધ્યાનમાંથી જાગૃત કર્યો, અને "ઇઝીલ ક્રાફ્ટ, ફિલાડેલ્ફિયાનો વેપારી" એવા નામવાળી એક બેંગી તરફ આંગળી કરી કહ્યું કે "એ માણુસ મારા મોસાળ તરફથી નિકટનો સગો થાયછે." આ સાંભળી મિ. નને કહ્યું કે ખરેખર જો એ તમારો સગો હોય તો એને માટે તમારે શરમાવું પડે તેમ નથી, પણુ ઉલટું મગરૂર થવાનું છે. કારણુ કે તે ફિલાડેલ્ફિયાનો એક મોટો માનવંતો વેપારી છે. લ્યુસિએ કહ્યું "૭ વર્ષપર જ્યારે એણે ઇગ્લાંડ છોડયું ત્યારે તે એટલો બધો તાલેવંત નહોતો." મિ. નને કહ્યું કે "પણુ હાલ એની પાસે ઘણો પૈસોછે." પછી હું બોલ્યો કે "૭ વર્ષમાં એણે એટલો બધો પૈસો મેળવ્યો છે?!" પ્યારી લ્યુસિ, મને માલૂમ નહોતું કે અમેરિકામાં તારે આવું ઓળખાણુ હશે. હું ત્યાં જવાને ઘણોજ ઈન્તેજાર છું." લ્યુસિએ કહ્યું "શું મિત્રાથી એટલે બધે દૂર?" મેં કહ્યું "કેદમાં જઈ આવ્યા પછી તેમને મોં બતાવતાં હું શરમાઊં છું. તેમજ દેવાળિયાને ભાઇબંધ હોતા નથી; તેથી સરસમાં સરસ રસ્તો એજ છે કે મારે દુનિયાના બીજા ભાગમાં જવું અને ત્યાં નવી શાખ પાડી નવેસરથી પૈસા પેદા કરવા. કારણુ કે આપણામાં કહેવત છે કે 'ફરે તે ચરે ને બાંધ્યું ભૂખે મરે'. માટે

મારે ત્યાં 'જઇ નશીબ અજમાવવું." મિ. નને કહ્યું "આપણે ભૂલી-જવું ના જોઈએ કે અહીંઆં તથા દુનિયાના બીજા ભાગમાં શાખ અને ધન એકજ સાધનથી મળેછે. વધારે કહુંછું તેથી માફ કરશો કે કોઇપણ માણસમાં જે કટેવ દુનિયાના એક ભાગમાં હોય છે તે કટેવ બીજા ભાગમાં પણ રહેશે."

આ વખતે મને ચીનની મુસાફરી યાદ આવી, અને મિ. નને કહ્યું તે અક્ષરે અક્ષર ખરૂં લાગ્યું; પરંતુ અમેરિકા જવાનો મારો વિચાર દૃઢ થઇ ચૂક્યો હતો. મારી ધારણામાં ફતેહમંદ થવાની મને ઘણી વકી લાગી, અને મારા મનમાં ખાત્રી થઇ હતી કે હવે પછી હું મારી કટેવમાં નહિ પડું; તેથી મારા વિચાર ફેરવી શકાય તેમ નહોતું. લ્યુસિએ મારી સાથે આવવાને હા કહી. મારી ખાસ ભલામણથી તેણે એક અઠવાડિયું તેનાં માતપિતા અને મિત્રો સાથે ગાળ્યું. એ લોકોએ પોતાથી બન્યું તેટલું સમજાવીને તેને કહ્યું કે એસિલની ગેરહાજરીમાં અમારાથી બનશે તેટલી તારી તથા તારા છોકરાની સંભાળ રાખીશું. પણ તેણે તો મારી સાથે આવવાનોજ દૃઢ આગ્રહ બતાવ્યો. ચીન જતી વખતની માફક આ વખતે હું વહાણપર મોડો નહોતો ગયો; અને આખી સફરમાં મેં મારી એકે ચીજ ખોઇ નહોતી; કારણ કે ખોવાય તેટલો સામાન મારી પાસે નહોતો, અને જે હતો તેની સંભાળ મારી સ્ત્રીએ રાખી હતી.

એક હજાર રૂપિઆ જેટલી જૂજ રકમ સાથે હું ફિલાડેલ્ફિયા પહોંચ્યો; પણ અમેરિકામાં ઘણા માણસો જૂજ રકમથી મોટા પૈસાદાર થયા છે. મિ. ક્રોકટ જે મારી સ્ત્રીનો કાંઇ સગો થતો હતો તેણે જ્યારે ઇગ્લાંડ છોડયું ત્યારે એની પાસે મારા જેટલા પણ પૈસા નહોતા. મારા વહાણમાંના ઉતારૂઓમાંથી ઘણા પાસે મારાથી અર્ધીપણ રકમ નહોતી. કેટલાક તો તદન ગરીબજ હતા. મારા વહાણમાં બાર્ની નામે એક આઇરિશ માણસ હતો. તે પોતાના સગા સહિત કાપણીને વખતે હમેશની માફક ઇગ્લાંડ આવ્યો હતો. કારણ કે આયર્લાન્ડ કરતાં ઇગ્લાંડમાં તેમને રોજ (દરરોજની મજુરી) ઘ-

ણો મળે છે. પણ ઈંગ્લાંડમાં તેણે સાંભળ્યું કે અમેરિકામાં એ કર-તાં પણ વધારે રોજ મળે છે; તેથી પોતે તથા અઢાર અને વીશ વર્ષના પોતાના બે છોકરા સહિત તે ફિલાડેલ્ફિયા આવવાને માટે વહાણમાં બેઠો હતો. તે એક આનંદી જીવડો હતો. વહાણના તૂતક ઉપર તે એટલું તો ગાતો, અને તેના દેશના તાલસૂર એવી સરસ રીતે મોંઢેથી બજાવતો કે એ માણસની જીંદગી દુઃખથી ભરેલી છે એમ મેં ક-દી પણ નહોતું ધાર્યું.

જ્યારે અમે વહાણમાંથી ઉતરીને જતા હતા ત્યારે એને રડતો જોઈ મને ઘણી અજાયબી લાગી. એ સંબંધી કારણ પૂછતાં તેણે મને જણાવ્યું કે "હું મારે માટે રડતો નથી પણ મારા છોકરાઓ માટે રડું છું, કારણ કે તેઓને હડફમાં રાખ્યા છે, એટલે જ્યાં સૂધી એ-મના ભાડાના પૈસા આપવામાં નહિ આવે ત્યાં સૂધી એમને વહા-ણમાં રાખી મજુંરી કરાવશે." ભાડાને માટે પોતાની પાસે કંઇ પણ રાખ્યા શિવાય વહાણમાં બેસવાનો વિચાર તેણે શી રીતે કર્યો હશે એ વિષે મને આશ્ચર્ય લાગ્યું; તોપણ એવા ગરીબ માણસનું ભાડું વહા-ણના માલિકને ચૂકવી આપ્યા શિવાય મારાથી રહેવાયું નહિ. જેવા છોકરા છૂટયા તેવોજ તે ઘણી ઝડપથી ઘુંટણીએ પડયો, અને બે હાથ ઊંચા કરી પ્રથમ આઇરિશ ભાષામાં ઈશ્વરની પ્રાર્થના કરી, અને ત્યારબાદ જુસ્સાભેર ઈંગ્રેજીમાં નીચે પ્રમાણે પ્રાર્થના કરી. "એ (બેસિલ) અને એના માણસો કદી પણ તંગીમાં આવી પડે નહિ; એ મારાપર અમલ કરવાને ઘણાં વર્ષ જીવે; એ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં એને માન મળે અને ફતેહમંદ થાય તથા હમેશને માટે એ કીર્તિમાં ને કીર્તિમાં રહે." મારા મગજમાં અંગ્રેજી પવન ભરા-યલો હતો. ચુપકીથી ઉપકાર માનવો એ સારૂં છે એમ હું સમજતો હતો, તેથી એના છટાદાર બોલવા તરફ મને કંટાળો આવ્યો. હું તોછ-ડાઇથી પાછો ફર્યો, અને જે હોડી અમને કિનારે લેઇ જવાને ઊભી હતી તેમાં જઇને બેઠો. જ્યારે અમારી હોડી ચાલતી હતી ત્યારે મેં મારી સ્ત્રી તથા છોકરા સામું જોયું, અને તેઓના જોખમે હું

ઉપકાર કરવાને લલચાયો એમ ધારી મેં પોતાનેજ ઠપકો દીધો.

**મિ. ક્રોફ્ટે** મારી સ્ત્રીના ધારવા કરતાં વધારે અને મારા ધારવા કરતાં ઓછો આદરસત્કાર કર્યો. તેના ચહેરાપરથી જણાતું હતું કે તે "પૂરો વાણિયો" છે. તેની રીતભાત નિયમસર હતી. તેની આંખ કહી આપતી હતી કે તે સાવધ છે. દરેક કામમાં તે ડહાપણ વાપરતો. પહેલાં અર્ધો કલાક અમારે જે વાતચિત થઇ તેમાં એણે સાબીત કરી આપ્યું કે પ્રમાણિક તથા નિરાભિમાનીની જે શાખ એણે મેળવી હતી તેને એ લાયકજ હતો. તેના વિચારો સ્પષ્ટ અને ન્યાયી હતા અને પોતાના કામને તરતજ લાગુ પડે એવા વિષયમાં ગુંથાયલા હતા. તેના મનની લાગણી તરફ વિચાર કરતાં તેનામાં કાંઈ સામાન્ય લોકહિતેચ્છા જણાતી નહોતી; પરંતુ પોતાના આડોશીપાડોશી તરફ પોતાની શી ફરજ છે તે ઊંડો ભાવાર્થ સમજ્યા વિના જાણતો હતો. કોઈ પણ તરેહના મનના ઉમળકાને લીધે નહિ પરંતુ કોઇપણ કારણને લીધેજ પુન્યનાં અગર કાંઈ સારાં કામ કરવા તરફ એનું વલણ હોય એમ જણાતું હતું. મેં એમ ધાર્યું કે મારે એને માન આપવું પણ, કદી તેનાપર પ્રીતિ રાખવી નહીં; અને એ મને કદી માન પણ નહિ આપે તેમ કદી ચહાશે પણ નહિ. કારણ કે જે સદ્ગુણને માટે તેને મોટામાં મોહ્ટું માન મળતું હતું તેજ સદ્ગુણમાં આપણે છેક પછાડી પડયા હતા. હે સદ્ગુણ "નિયમિતપણા"નો હતો.

મારે એની સાથે પ્રથમ જે વાત થઇ તે હું અત્રે બનતા સૂધી અક્ષરે અક્ષર કહીશ. તેમ કરવાથી એની ચાલનો મારા વર્ણન કરવા કરતાં વધારે સારો વિચાર આવશે. **મિ. નનનો** ભલામણપત્ર મેં એને આપ્યો, અને કહ્યું કે સારા નશીબે મારી સ્ત્રીને તમારી સાથે કાંઇ સગપણ છે. તેણે **મિ. નનનો** કાગળ ઘણીજ ધીમાશથી વાંચ્યો. મેં નિશ્ચય કર્યો હતો કે હું કોણ હતો અને શો ધંધો કરતો હતો તે વિષે એને બિલકુલ વિચારમાં રહેવા દેવો નહિ, તેથી મારી બીના મેં એને ટુંકામાં કહી. તેણે મારી વાત એક ચિત્તથી સાંભળી અને જ્યારે હું વાત પૂરી કરી રહ્યો ત્યારે તેણે કહ્યું કે "અમે-

રિકામાં આવી તમે શું કરવાનો વિચાર રાખોછો તે હજુ સુધી તમે મને કહ્યું નથી?" મેં જવાબ આપ્યો કે "હજુ એને માટે મેં કાંઇ પણ યોજના કરી નથી." તેણે કહ્યું કે "ભવિષ્યને માટે કાંઇ પણ વિચાર કર્યા વગર તમે ઇગ્લાંડ નહિ છોડયું હોય. 'તમે કયે ધંધે વળગવાનું નક્કી કર્યું છે?' એ સવાલનો જવાબ દેવા તમને કાંઈ હરકત નથી." મેં જવાબ આપ્યો કે "મેં એ વિષે કાઈ નક્કી કર્યું નથી અને વખત પ્રમાણે ચાલવાનો ઇરાદો રાખ્યો છે." તેણે કહ્યું "વખત પ્રમાણે! મેહેરબાની કરીને મને વધારે ખુલાસાથી સમજાવશો! કારણ કે તમે શા વખત પ્રમાણે વર્તવાનો ઇરાદો રાખ્યો છે તે હું બરોબર સમજી શકતો નથી." તેની સમજણશક્તિ આવી મંદ જોઇને હું તેનાપર ચીડાયો. પણ સમજાવવાની ફરજ પડી ત્યારે મને માલૂમ પડયું કે એમ કહેવાની મારી મૂળ મતલબ શી છે તે હું પણ સમજી શકતો નથી. આથી મેં મારૂં કહેવું ફેરવી નાંખ્યું અને કચવાતે મને કહ્યું કે આ દેશનો હું તદન બીનમાહિતગાર છું તેથી કોઈ માહિતગાર પુરૂષની સલાહ પ્રમાણે ચાલવાની મારી ઇચ્છા છે. આ દેશના તમે સારા માહિતગાર છો તેથી તમારીજ સલાહ પ્રમાણે ચાલવાની હું રજા લેઉછું." ઘણીવાર સૂધી વિચાર કરીને તેણે મને કહ્યું કે "સલાહ આપવી એ કામ ઘણું જોખમ ભરેલું છે. પણ તમારી સ્ત્રી મારી સગી છે અને સગાંને મદદ કરવી એ એક હું ફરજ સમજુંછું, તેથી મારાથી બનશે તેટલી સલાહ હું આપીશ." મેં તરતજ નમન કયુ અને તેની આ રીતભાતથી મારા શરીરમાં પરસેવો છુટયો હોય એમ લાગ્યું. તેણે કહ્યું કે "એકલી સલાહ નહિ પરન્તું મદદે આપીશ. પણ તે વિચારીનેજ." મેં કહ્યું કે "હું તમારો ઘણો આભારી થયોછું." તેણે કહ્યું કે "બિલકુલ નહિ. તમે જરાએ આભારી થયા નથી કારણ કે મેં તમારા માટે કાંઇ પણ કર્યુ નથી." આ કહેવું ખરૂં હતું માટે મારે શું કહેવું તે મને સુઝયું નહિ તેથી હું ચૂપ રહ્યો. વળી તેણે કહ્યું કે "હું ભવિષ્યમાં તમારે માટે જે કરી શકું તે જેટલું મારાપર આધાર રાખે છે તેટલુંજ તમારાપર આધાર રાખે છે. હું તમને કો-

ઈ પણ તરેહની સલાહ આપું તે પહેલાં પ્રથમ મારે જાણવું જોઇએ કે તમારી પાસે કેટલી મુડી છે." હસ્તે મોંડે મેં જવાબ દીધો કે મારી પાસે ઘણા જુજ પૈસા છે. થોડી આનાકાની પછી મેં મારી પાસે કેટલી રકમ હતી તે કહી.

માથું ધુણાવીને તેણે જવાબ દીધો કે "તમારે વળી સ્ત્રી અને છોકરાનું ગુજરાન ચલાવવાનું છો! કામ કરવાને તમારો છોકરો ઘણો નાનો અને સ્ત્રી ઘણી નાજુક છે. આ તમને અત્રે ભાર રૂપ થઇપડશે. અમેરિકામાં એમ નહિ ચાલે. એ લોકોને તમે શા માટે સાથે લાવ્યા? પણ હશે, થયું તે ન થયું થવાનું નથી. ગમે તેમ કરીને તેઓનું ગુજરાન ચલાવવું જોઇએ. તમે કહોછો કે 'હું આ દેશનો બીનમાહિતગાર છું' ત્યારે અહીંઆં પૈસા કોણ ભેગા કરી શકે છે અને શી રીતે ભેગા કરી શકે છે તે મારે તમને જણાવવું જોઇએ. જો ઉદ્યોગ કરે તો દાડિયા વિગેરે મહેનતુલોકો ઘણીજ ઝડપથી પૈસા એકઠા કરે છે; કારણ કે તેઓનો દર ઘણોજ ભારે છે અને હમેશાં કામ મળે છે. એજ કારણને લીધે શિલ્પકામ કરનારા, યંત્રકામ કરનારા, સુથાર, વહાણ બાંધનારા, લુહાર, સોની, દલવાડી, કડિયા વગેરે સહેલાઇથી તાલેવંત થઇ શકે છે. પણ આતો તમારા સંબંધમાં નકામાંજ છે. તમે તમારી અક્કલ વાપરી શકશો પણ હાથ નહિ વપરાય. હવે આ દેશમાં ફક્ત 'અક્કલ ગ્રન્થ વેચવામાં અગર બનાવવામાં ઘણીજ થોડી પેદાશ કરે છે. બીજે દેશથી આણીને વેચવાનાં પુસ્તકોની ખપત વધારે છે, અને ફિલાડેલ્ફિયાના તેમજ ન્યુયોર્કના છાપનારાઓ ઉધરાણું કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. પુસ્તક વેચનારને પૈસા એકઠા કરવાનું ઠેકાણું લંડનજ છે. તમે લંડનથીજ આવો છો અને કહોછો કે "ત્યાં હું દેવાળીયો હતો," માટે હું તમને ગ્રન્થ લખવાની અગર વેચવાની કાંઇએ સલાહ આપતો નથી. જમીન રાખીને વાવેતર કરવા માટે તો એમ છે કે જેઓ મહેનતુ અને અક્કલબાજ હોય છે તેઓજ આબાદ થઈ શકે છે. પણ તમારી પાસે તો જમીન સાફ કરાવવાને, ઘર બાંધવાને, અને જે મહેનત ક-

રવાને તમે તન્દુરસ્ત નથી તે મહેનત કરવાને નોકર રાખવા માટે પૂરતા પૈસા નથી. વળી હું ધારૂંછું કે ખેતિવાડી વિષે તમે કાંઇ વધારે જાણુતા નથી; અને બીજાઓપર દેખરેખ રાખવાના કામમાં એ મહાવરાની જરૂર છે. સર્વે તરફથી વિચાર કરતાં વેપાર શિવાય તમને ઠીક પડે એવો કોઈએ ધંધો નથી, અને કોઈ પ્રતિષ્ઠિત પેડીની અંદર એક ગુમાસ્તા તરીકે નોકર રહ્યાવિના એ ખાતામાં તમે પેશી શકો એમ મને લાગતું નથી; કારણ કે તમારી પાસે પૈસાએ નથી તેમ તમે શાખ પણ ખોઇ છે. તમે કહેછો કે "મારા દસ્કત સારા છે અને હિસાબ પણ ગણી શકુંછું," અને હું ધારૂંછું કે તમને નાંમું ઠામું પણ બરોબર આવડે છે. આ પ્રમાણે તમે ધીરજ, ઉદ્યોગ, અને પ્રમાણિકપણાથી આવી રીતે ચાલી શકશો, તો થોડાં વર્ષ પછી સારા પૈસાદાર થઇને મારા ભાગીઆ થવા યોગ્ય થશો. આજ પ્રમાણે મેં પણ કર્યું હતું, અને આખરે આ અવસ્થાએ પહોંચ્યો છું. એટલું ખરૂં કે પ્રથમથી મારે સ્ત્રી તથા છોકરૂં કાંઇ ન હોતું. વખત આવ્યે મારા શેઠની છોકરી સાથે મારૂં લગ્ન થયું. અને તેથી મને ઘણી સહાય મળી. એથી ઉલટું તમારી સ્ત્રી મારી સગી છે અને તમારી સ્થિતિના માણસે નહિ પરણવું તેનાં કરતાં તવંગર વેપારીના સગા સાથે પરણવું એ એકજ પગલું નીચું છે. મેં તમને કહ્યું છે કે હું સલાહ તેમ મદદ બન્ને આપીશ, તેથી એક પખવાડિયા સૂધી તમે અમારે ત્યાં રહેજો. એટલા વખતમાં હું જોઇશ કે ગુમાસ્તાનું કામ કરવાને તમે લાયક છો કે નહિ. પછી જો મારે ને તમારે બનશે તો આપણે આગળ વાત કરીશું. મારે તમને જણાવવું જોઇએ કે હું કોઇ વાતનો કોલકરાર કરતો નથી અને વચન પણ આપતો નથી; પણ એક પખવાડિયા સૂધી તમને, તમારી સ્ત્રીને, તથા નાના છોકરાને મારે ત્યાં રહેવા દેઇશ, અને જો તેટલા સમાગમનો વખત નકામો ગાળવા જેવો થઇ પડશે તો એમાં દોષ તમારોજ છે અને ટોટો પણ તમનેજ છે. તેણે તરતજ પોતાનું ઘડિયાળ કાઢયું, અને કહ્યું કે હવે વધારેવાર વાત કરવાને હું રોકી શકાણી તે-

મ નથી કારણ કે મારે ઘણું કામ છે, અને કામ કોઈને માટે રાહ જોતું નથી. તમારી ધર્મશાળાએ જાઓ, કેમકે તમારી સ્ત્રી તથા છે.કરો એકલાં હશે. અમે **બરોબર બે વાગતાં** જમીએ છીએ.

અવર્ણનીય અસંતોષ અને નિરાશાથી હું **મિ. ક્રોફ્ટને** ઘેરથી નીકળ્યો. પણ જ્યારે હું ધર્મશાળામાં આવ્યો અને અમારે થએલી વાતચિતની યથાસ્થિત હકીકત મારી સ્ત્રીને કહી ત્યારે **મિ. ક્રોફ્ટની** વિનયવાળી અને મિત્રતા ભરેલી વર્તણુંક વિષે સાંભળી તે અચંબો પામી ખૂશી થઇ. એ માણસે કરેલો સત્કાર મારી સ્ત્રીના ધારવા કરતાં ઘણોજ વધારે હતો અને મારા ધારવા કરતાં ઘણો ઓછો હતો. આ વિષે તેણે મારી સાથે વિવાદ કર્યો. પણ તર્કની સામે વિવાદ મિથ્યા છે.

કોઈ પણ સાધનવડે અમેરિકામાં તવંગર થવાના મારા અનિશ્ચિત તથા કલ્પિત વિચારો **મિ. ક્રોફ્ટની** નજર ચૂકમાં ગયા હતા. એક વેપારીની પેઢીમાં ગુમાસ્તીની નોકરીએ રહેવું અને દુનિયાદારીની ખટપટમાં પડવું એ મને ચિન્તાકારક તથા દુઃખકર્તા થઇ પડયું હતું. લ્યુસિએ મને ઘણા પ્રકારે સમજાવી કહ્યું કે "**ફિલાડેલ્ફિયામાં** આવ્યા કે તરતજ નોકરી મળી, અને જો હવે તમે થોડાં વર્ષસૂધી દૃઢતાથી નોકરી કરશો તો અહીંની સૌથી મોટામાં મોટી પેઢીના ભાગિદાર થશો એ પૂર્ણ ભાગ્ય સમજવું" લ્યુસિનું આ સઘળું કહેલું વ્યર્થ ગયું. તોપણ જરૂરિયાતથી મારે કબૂલ કરવું પડયું કે તેનો સગો ઘણો સારો હતો, ખરેખર હું ભાગ્યશાળિજ હતો અને **મિ. ક્રોફ્ટનો** ઘણો ઉપકૃત થયેલો હોઉં એમ મારે સમજવું જોઇએ આ કહ્યા પછી દિલગીરી ભરેલા વિચાર કરતાં કરતાં મારી કોટડીની અંદર મેં આમતેમ ફર્યા કર્યું. એટલામાં લ્યુસિએ મને સંભારી આપ્યું કે "**મિ.** ક્રોફ્ટ **બરોબર બે વાગે** જમે છે. તે ઘણો નિયમિત માણસ છે, અને ધર્મશાળાથી તેનું ઘર ઘણું દૂર છે માટે તમારે તમારાં તૈયાર કરેલાં કપડાં પહેરવાં જોઇએ." એ પોતે તૈયાર થઇ, છોકરાને પણ લુગડાં પહેરાવ્યાં અને મારૂં ઘડિયાળ લેઇને બતાવ્યું કે હવેતો એમાં દસ મિનિટજ ઓછી છે. અત્યાર સૂધીતો મેં ગમગીનીમાં ફર્યા કર્યું પણ

પછી તરતજ બને તેટલી ઉતાવળ કરી લૂગડાં પહેરવા મંડયો, અને જેવો હું મારું રેશમી મોજું પગે ચઢાવતો હતો તેવુંજ તે ફાટયું; તેથી લ્યુસિ તેને તૂની રહી ત્યાં સૂધી મારે બેશી રહેવાની જરૂર પડી. તુનવાનું કામ ઘણું ધીમું અને કંટાળા ભરેલું છે. લ્યુસિ એ કામમાં ઘણી ચતુર હતી, તોપણ મેં એમ ધાર્યું કે એ કદી પૂરૂં નહિ થાય.

આખરે મેં મોજાં અને જોડા પહેર્યા અને અમે સર્વે ચાલી નીકળ્યાં. અમે નિકળ્યાં ત્યારે બરોબર સવાછે વાગ્યા હતા. બીજા માણસો અડધા પડધા જમી રહ્યા હશે ત્યારે અમે મિ. ક્રોફ્ટને ત્યાં પહોંચ્યાં. ઘણા માણસો જમવા બેઠાં હતાં અને તે દરેકને અમારા આવવાથી હરકત પહોંચી. લ્યુસિ **મિસિસ ક્રોફ્ટને** ઓળખતી નહોતી. તેથી તે તેને ઓળખાવવાની હતી. એક બીજાને એવી રીતે માન આપતાં અને માફી માગતા જગ્યાઓની અદલબદલ એવી તો થઇ રહી હતી, ખુરશીઓ એવી તો ખડખડતી હતી, અને ચાકરો આમતેમ એવાતો દોડતા હતા કે અમારે બેસવાનો વખતજ નહિ આવે એમ મેં ધાર્યું. આ ગડબડાટની અંદર મારો છોકરો કળેકળ ખાઈ રડવા લાગ્યો, કારણ કે એક હબસી એને ખુરશીપર બેસાડતો હતો તેનાથી એ ઘણો બીન્યો હતો. એ ચાકરના એકદમ આવવાથી છોકરાને ઉત્પન્ન થએલો ગભરાટ તત્કાળ બેશી જાય નહિ. આખરે **મિસિસક્રોફ્ટે** તે હબસીને બહાર જવાનો હુકમ આપ્યો. તરતજ ગરબડાટ બંધ પડયો અને થોડા વખત સૂધી છોકરાનાં ડસકાં શિવાય બીજું કાંઈ પણ સાંભળવામાં આવતું નહોતું.

સર્વે પરોણાઓ ચૂપ હતા અને જમી રહ્યા હતા. દરેક જણ શૂન્યમૂન્ય બેશી રહ્યા તેથી **મિસિસ ક્રોફ્ટને** ખોટું લાગ્યું. **મિ. ક્રોફ્ટ** ઘણો ખિન્ન થયો, અને ઘરના ધણી તરીકે જરૂર કરતાં એક પણ શબ્દ વધારે બોલ્યો નહિ. આ શિવાય કોઇપણ જગોએ અને કોઇ વખતે જમવાનું મને કંટાળા ભરેલું થઇ પડયું નહોતું. લ્યુસિ માટે તેમજ મારા માટે મને ઘણું લાગતું હતું. તેની આંખો લાલ લાલ થઇ ગઈ, અને વખતસર હું તૈયાર ન થયો તેને માટે સો વાર મેં પોતાનેજ

ગાળો દીધી. આખરે રકાબીઓ વગેરે લેઇ લેવામાં આવ્યું; જમ્યા પછી મુખવાસને માટે ફળફળાદિ લેવા સર્વે બેઠા ત્યારે પણ અમને નોતરનાર પ્રથમના જેવોજ મારા તરફ શૂન્યમૂન્ય રહ્યો. મને ધાસ્તી લાગી કે તેના તરફથી મદદ અને સલાહ મળવાના સઘળા લાભ હવે હું ખોઇશ. 'સઘળા લાભ ખોવાની અણીપર છું' એમ મને લાગ્યું ત્યારે તેઓનું મહત્વ મને ઘણું ઘણું ભાસવા માંડ્યું.

જમી રહ્યા પછી તરતજ **હડસન** નામે એક તરૂણ ગૃહસ્થ મંડળીમાં આવ્યો. તેનો દેખાવ તથા રીતભાત મનને આકર્ષે એવાં હતાં. તે નિષ્કપટી, અને આબરૂદારનું ફરજંદ હતો. તેના વિનયની અસર તરતજ માલૂમ પડી, કારણ કે એના આવવાથી દરેક જણ શાન્ત થયા હતા. તેનો ચહેરો તેજસ્વી અને ચંચળતા ભરેલો હતો. અગર જો કે એના બોલવા ચાલવાથી પોતે ઉંચી શક્તિનો છે એમ સાબિત થતું નહોતું, તોપણ તેથી દરેક જણને ખૂશી ઉત્પન્ન થતી હતી. હું એક અજાણ્યો આદમી છું એમ તેણે જાણ્યું કે તરતજ મારી સાથે થાડી વાત કરવા લાગ્યો. હું પાછો ખુશ મિજાજમાં આવ્યો, અને તેને ખૂશી કરવાનો યત્ન કરવા મંડ્યો તથા તેમાં ફતેહ પામ્યો. ઈંગ્લાંડની અને મુખ્યત્વે કરીને લંડનની ખબરો જાણીને તે ખૂશી થયો; કારણ કે લંડન જોવાની તેને ઘણીજ ઇચ્છા હતી. સાંજરે જ્યારે એણે મારી રજા લીધી ત્યારે મારીસાથે ગાઢા પરિચયમાં આવવાની એણે ઇચ્છા બતાવી. આ વિનયથી હું ઉપકૃત અને પ્રશંસાને પાત્ર થયો હોઉં એમ મને લાગ્યું. મને ખાત્રી થઇ હતી કે મારી સ્થિતિ અને હિનાથી તે બરોબર વાકેફ થએલો છે, કારણ કે **મિસિસ** ફ્રોફ્ટે મારા સાંભળતાંજ સઘળી હકીકત તેને કહી હતી.



## પ્રકરણ ૯ મું.

## અનુચિત આશ્રયનાં વચનો તે મિથ્યા ભ્રમણાઓ છે.

આ પછીના અઠવાડિયામાં હમેશ હું તથા તરૂણ **મિ. હડસન** એક બીજાને મળતા. આથી અમારે પરસ્પર હેત વધ્યું તેણે મને

પોતાના પિતાને ઓળખાવ્યો. એ દેશાઇ જેવો હતો અને ઘણા પૈસા એકઠા કર્યા પછી બાકીના દિવસ ગાળવાને **ફિલાડેલ્ફિયામાં** આવી રહ્યો હતો. શાન્ત અમેરિકનો કહે છે તે પ્રમાણે તે ઘણો મોજશોખમાં અને ભભકાથી રહેતો. જેઓની બુદ્ધિ મોટા ઉત્સવમાં ભાગ લઇ શકે એવી હતી, અને જે આનંદ તથા ઠઠ્ઠા મશ્કરીમાં પોતે સ્વાભાવિક રીતે ઉતરતો હતો, તેવા આનંદ અને ઠઠ્ઠા મશ્કરી કરનારને મળવાને તે ઘણો ખૂશી થતો.

પહેલીજ મુલાકાતની વખતે મને માલૂમ પડયું કે "દુનિયામાં **બેસિલ** એક સારામાં સારો મારો સોબતી છે" એવું **મિ. હડસને** પોતાના બાપને કહ્યું હતું. મેં પણ નિશ્ચય કર્યો કે મને જે ઉપનામ આપવામાં આવ્યું છે તે મારે ખરૂંજ પાડવું. મેં બે ત્રણ સારી વાતો કહી અને બે ત્રણ સારાં પદ ગાયાં. ત્યાં આવેલા સર્વજણ મારા પ્રત્યે ખૂશ ખૂશ થઇ ગયા. ઘરડો હડસન ઘણોજ ખૂશી થયો. તેણે મને એને ત્યાં આવવાને આમંત્રણ કર્યું અને તેનો દાખલો જોઇ દરેક જણે તેમ કર્યું. આ ફતેહથી હું કાંઇ થોડો ફુલાયો નહોતો. આ વખતે **મિ. ક્રોફ્ટ** મારીસાથે હતો અને જે મંડળીની અંદર તેના ડાહપણ અને પૈસા છતાં તે કાંઇ પણ મહત્વનો આદમી નહોતો તે મંડળીની અંદર હું મારી અક્કલથી એકદમ પ્રખ્યાત થઇ પડયો એ જોઇ મને ઘણો આનંદ થયો.

જ્યારે અમે સાથે સાથે ઘેર જતા હતા ત્યારે તેણે મને ગંભીરતાથી નીચે પ્રમાણે કહ્યું, "**મિ. બેસિલ**, આ સર્વે આમંત્રણ સ્વીકારવાની હું તમને સલાહ આપતો નથી; તેમજ તરૂણ **હડસન** સાથે ગાઢો સંબંધ બાંધવો એ પણ મને પસંદ નથી. મિ. **હડસન**ને ત્યાં મળતી મંડળી, જે લોકોએ પૈસો એકઠો કર્યો છે અને હવે ખર્ચવાની ઇચ્છા રાખે છે તેમને માટે છે. પણ જેઓને પૈસા કમાવાના છે તેમને તો મારા વિચાર પ્રમાણે તે હાનિકર્તા છે, એટલુંજ નહિ પરંતુ ભય ભરેલી છે." આ શાન્ત સલાહનો લાભ લેવાને માટે મારૂં મન સ્વસ્થ નહોતું, કારણ કે મેં ધાર્યું કે મારી ઉંચા પ્રકારની બુદ્ધિ અને નિપુણતાની અદેખાઇથી આ સલાહ તેણે આપેલી છે. લ્યુસિએ ઉ-

ત્તમ પ્રકારના અને માયાળુ દાખલા દલીલોથી આ સલાહને ટેકો આપ્યો. તેણે વિચારીને કહ્યું કે "જે લોકો તમને મિત્ર તરીકે પોતાને ઘેર બોલાવે છે તેઓ પોતાની મરજી પ્રમાણે ચાલનારા છે માટે તેઓ કાંઇ લાભકર્ત્તા થઇ પડવાના નથી. એથી ઉલટું **મિ. ક્રોફ્ટ** પ્રથમ તમે મળ્યા ત્યારથીજ તમારી અરદાસ લેવાનું ધારે છે અને સારા થઈ પડવાનાં સાધન બતાવ્યાં છે. તેણે જે સલાહ તમને આપી છે તે તમારૂં સારૂં થાય એમ ધારીનેજ આપી છે. પૈસા પેદા કરવાનો જે સારામાં સારો હેતુ તે હેતુને તજી દેઇ બીજા હેતુને લગાડેલી બુદ્ધિની અદેખાઇ કરવા કરતાં તેને તે ધિક્કારે એમ ધારવું એ વધારે યોગ્ય છે."

જ્યાં પતિ પત્નિ વચ્ચે ખરૂં હેત બંધાયલું હોય છે, તથા મુખ્યત્વે કરીને જ્યાં સ્ત્રી પોતાના પતિપર હુકમ બજાવવાની બિલકુલ ઇચ્છા રાખતી નથી ત્યાં સ્ત્રીના મોંમાંથી નીકળેલી વિચાર યુક્ત સલાહની ઘણીજ સારી અસર થાય છે. મારે પણ એમજ બન્યું. મેં લ્યુસિને વચન "આપ્યું કે આવતા પખવાડિયામાં હું કોઇનું પણ આમંત્રણ સ્વીકારીશ નહિ અને જે કામ **મિ. ક્રોફ્ટ** બતાવશે તે મન દેઇને કરીશ." દશ દિવસ સૂધી મેં જેવી મહેતન કરી છે તેવી કોઈપણ કરશે નહિ. અગર જો કે **મિ. ક્રોફ્ટ** કોઇને વખાણતો નહોતો તોપણ મારી મહેનતથી તેને સંતોષ થયો. અગિયારમે દહાડે સવારમાં એણે એક ભરતિયું તૈયાર કરવાને મને આપ્યું અને કમનશીબે મેં તે **મુલતવી રાખ્યું**. સાંજરે તરૂણ **મિ. હડસન** આવ્યો તે ઘણા આગ્રહથી મને બહાર લેઇ ગયો.

એની સાથે વાતચિત કરતાં મેં અમેરિકાનાં દેડકાનું ગાયન* સાંભળવાની જીજ્ઞાસા બતાવી હતી. કારણ કે એ વિષે મેં મુસાફરીના અજાયબ [૧]હેવાલોમાં વાંચ્યું હતું. **મિ. હડસને** મને સમજાવ્યું અને

* ઘણાં દેડકાંનું એકત્ર થઇને બોલવું.

૧ હું કબુલ કરૂંછું કે જ્યારે અમેરિકામાં મેં પ્રથમ દેડકાંનું ગાયન સાંભળ્યું, ત્યારે ગવૈયાઆના રાગને પણ હઠાવી દે એવી તે-

કહ્યું કે અહીંથી થોડાક માઇલ દૂર એક ખાબોચિયું છે, ત્યાં દેડકાંનું ગાયન સાંભળવા જઇએ. આ ગાયન થોડાક વખત સૂધી ચાલ્યું, અને અમે ઘેર આવ્યા ત્યારે ઘણુંજ મોડું થઇ ગયું હતું. થાક્યો પાક્યો હું તરતજ સૂઈ ગયો, અને સવારે ઉઠ્યો ત્યારે સળેખમ થયેલું લાગ્યું. સળેખમ થવાનું કારણ એ હતું કે તે ખાબોચિયામાં હું ઘણો વખત ઉભો રહ્યો હતો. મને જગાડવામાં આવ્યો ત્યાર પછી પણ 'થોડી વારે સળેખમ મટી જશે' એમ ધારી એક કલાક સૂધી પથારીમાં પડી રહ્યો. જ્યારે હું ઉઠ્યો અને કપડાં પહેર્યાં ત્યારે મને ભરતિયું યાદ આવ્યું. નાસ્તો કર્યા પછી પહેલું કામ એજ કરવાનો નિશ્ચય કર્યો. પણ કમનશીબે મેં **હોમર**માંની "દેડકાં ને ઉંદરની લડાઇ"ની થોડીક લીટીયો જોવાને માટે તેને "મુલતવી રાખ્યુ." મિ. ક્રોફ્ટના ઘરમાં હોમર નહોતું અને તેથી એક બુકસેલર પાસે હું તે માગવા ગયો. એની પાસે **પોપની** ઇલીયડ અને એ-

---

મની શક્તિ જોઇને મને ઘણું આશ્ચર્ય લાગ્યું. આ સંગીત ૧૮ મી એપ્રિલની રાત્રે એક ખાબોચિયામાં ઘણી શાંતતાથી ચાલતું હતું. એ ખાબોચિયામાં આશરે દશ હજાર દેડકાં હતાં; અને હું ખાતરીથી કહું છું કે તેમાંથી એના પણ કંઠ મળતા નહોતા આવતા. જે પુરૂષ ત્યાંનો રહીશ હતો, અને જેણે મોજને માટેજ આ ગાયનનો અભ્યાસ કર્યો હતો, તેવા શોખીલા પુરૂષે મને કહ્યું કે "આ સંગીતમાં સર્વથી ઉંચામાં ઉંચો સ્વર ત્રણ દેડકાં ખેંચેછે. આ ત્રણ દેડકાં ઘણાં નાનાં અને સુંદર હોયછે. જે ઝાડમાં તેઓ રહેછે તેનાં મૂળ જેવો તેમનો રંગ હોયછે, અને તેઓનો અવાજ કાંઇક તમરાના અવાજને મળતો આવેછે. મધ્યમ સ્વર વળી બીજાં કેટલાંક દેડકાં કાઢે છે અને તેમનો અવાજ કરવતને ઘસવાથી થતા અવાજને મળતો આવેછે. બીજાં દેડકાં કનિષ્ટ સ્વરથી ગાયછે. કેટલાંક દેડકાં માણસના પગ જેવડાં મોટાં હોયછે. તેમને "બુલફ્રોગ્સ" કહે છે. તેઓ ઘણા ખોખરા સ્વરથી ગાયછે."

ઉવુલિયંમ પ્રીસ્ટની યુનાઇટેડ સ્ટેઇટ્સની મુસાફરીમાંથી.

ડોસી હતાં પણ 'દેડકાં અને ઊંદરની લડાઇ" નહોતી. આની ખોળ કરવાને હું આખું શહેર ભટક્યો. આખરે મને તે મળ્યું, અને ફતેહમંદીથી તે ગજવામાં ઘાલી ઘેર આવતો હતો, એટલામાં મેં મિ. ક્રોફ્ટના બારણા અગાડી પાંચ છ મજુરોને બોજા સહીત જોયા. મેં તેમને પૂછ્યું કે તમે ક્યાં જાઓછો. તેઓએ જવાબ આપ્યો કે **બેટસી** વહાણને માટે માલ લેઇને બંદરે (ડક્કે) જઇએછીએ. એકદમ હું બોલી ઉઠ્યો "ગજબ થઇ ગયો! થોડીવાર ઉભા રહો. સાહેતવાર તમે નહિ થોભી શકો! મેં ધાર્યું કે **બેટસી** તો **કાલ** ઉપડનાર છે. થોડીવાર સબુર ખમો." તેઓએ જવાબ આપ્યો કે "નહિ સાહેબ અમારાથી બીલકુલ ઢીલ થાય તેમ નથી; કારણ કે **કેપ્ટને** કહ્યુંછે કે માલ લેઇને બંદરપર તુરત આવજો."

હું તરતજ ઘરમાં દોડી ગયો, **બેટસીનો** કેપ્ટન જાતે આવી ઘરમાં બૂમાટ કરી રહ્યો હતો. **મિ. ક્રોફ્ટ** વખારની સીડીપર હાથમાં ખુલ્લા કાગળો લેઈને ઉભા હતા, અને બે ત્રણ ગુમાસ્તાઓ મોંમાં પેનસિલ ઘાલી આમ તેમ દોડતા હતા. જેવો હું નજરે પડયો કે બે ત્રણ ગુમાસ્તા એકદમ બોલી ઉઠ્યા "**મિ. બેસિલ!** ભરતિયું ક્યાંછે.?" **મિ. ક્રોફ્ટે** વળી કહ્યું "મિ. **બેસિલ!** મહેરબાની કરી ભરતિયું અને એની નકલ આપો! ત્રણ જણને તમને ખોળવા સારૂ અમે મોકલ્યા છે. આ વખતે તમે બહાર ગયા એ અજાયબ જેવું છે, અને તમે ક્યાં ગયા તે પણ કોઇને ન કહ્યું. અડધા કલાકથી આ **બેટસીનો કેપ્ટન** ભરતિયા માટે ખોટી થાય છે. કેમ સાહેબ હવે એ આપશો? વળી તેની નકલ પણ મને આપો કે હું આજની ટપાલમાં આપણા આડતિયાને બીડી દેઉં."

હું ગભરાઈને બોલ્યો ભરતિયું! સાહેબ તે તો હું તદ્દન ભૂલી ગયો. એમણે કહ્યું કે મને લાગે છે કે હવે તો તમને યાદ આવ્યું હશે. મારી માગવાનું અવકાશના વખત સૂધી બંધ રાખો ને મહેરબાની કરીને ભરતિયું આપો." મેં કહ્યું "મહેરબાન સાહેબ, હું હજારવાર માફી માગી કહુંછું કે હજુ સૂધી મેં ભરતિયાં તૈયાર કર્યા નથી." મિ. ક્રોફ્ટે કહ્યું કે "હજુ સૂધી તૈયાર નથી કર્યા? એવું બનવું અ-

શક્ય છે." કેપ્ટન આકરા સોગન ખાઈ એકદમ બોલી ઉઠયો કે "હું તો ત્યારે જાઉં છું, હવે મારાથી એક ઘડી પણ રાહ જોવાય એમ નથી." મિ. ક્રોફ્ટે શાન્તતાથી કહ્યું, "જો તમારી મરજી હોયતો કેપ્ટન સાહેબ મારા મજુરોને માલ સાથે પાછા મોકલો; સઘળો સામાન છોડી નાંખવો પડશે. મિ. એસિલા મેં એમજ ધાર્યું હતું કે કાલસવારે કહ્યા પ્રમાણે તમે ભરતિયાં તૈયાર કર્યાં હશેજ; અને એટલા માટે સામાન પણ સાંજરે બાંધવામાં આવ્યો. તમે નિયમસરજ વર્તશો એમ ધારવામાં મેં મોટી ભૂલ કરી છે. વેપારી માણસોએ "બતાવેલું કામ તૈયારજ હશે" એમ ધારવું નહીં. આવી ભૂલ હવે મારી જીંદગીમાં પણ હું નહિ કરૂં" મેં પશ્ચાત્તાપના શબ્દો એક પછી એક કાઢવા માંડયા. પણ એ તો ગુસ્સા અગર અધીરાઈની કાંઇ પણ લાગણી શિવાય, તેમ મારા શબ્દોથી કાંઇ પણ પીગળ્યા વગર, જેવા મજુરો માલ લેઇ આવ્યા કે તરતજ મારાથી છૂટા પડયા, અને સઘળો સામાન છોડી નંખાવી વખારમાં ઠેકાણે મૂકાવી દીધો. આથી ખરેખર મને ઘણું લાગ્યું. થોડીવાર પછી મારી પાસે આવીને મને કહ્યું કે "હું ધારૂં છું કે કાલની રાત તમે મિ. હડસનની સાથે ગાળી હશે." મેં કહ્યું "હા સાહેબ, હું ખરેખર દિલગીર છું." તેઓ વચ્ચે બોલી ઉઠયા કે "આવી બાબતમાં દિલગીરી બતાવવાથી કાંઈ વળતું નથી. મને સાંભરે છે કે પ્રથમથી મેં તમને એની સાથે ગાઢો સબંધ બાંધવાની સાફ ના પાડી હતી. કામગરા માણસોને મધ્યરાત્રે પણ હર્ષથી દારૂ ઠાંસવો એ કામનું નથી." મેં કહ્યું "સાહેબ દારૂ પીવાની વાત કરો છો, ત્યારે તો મને આપની ખાતરી કરવા દો કે અમે દારૂ નહોતા પીતા; અમે તો દેડકાંનું ગાયન સાંભળવા ગયા હતા." મિ. ક્રોફ્ટે અત્યાર સૂધી તો પોતાનો ગુસ્સો દબાવી રાખ્યો હતો; પણ આ સાંભળ્યું કે તરતજ તેણે પોતાની આંખ ફેરવી. એણે ધાર્યું કે હું એની મશ્કરી કરૂં છું. જ્યારે મેં એને ખાતરીથી કહ્યું કે હું મશ્કરી કરતો નથી પણ ખરેખરૂં કહું છું, ત્યારે એ ગુસ્સો કાઢી નાંખી ધિક્કારવૃત્તિ સાથે અજાયબ થયો. તેણે કહ્યું કે "ખાબોચિયાની અંદર સો પચાસ દેડકાંને કલબલ કરતાં સાંભળવાને કોઇ ભરતિયું રહેવાદે એ શું શક્ય

છે? સાહેબ તમે વેપારને લાયક નથી." મને અડધો કચવાતો અને અડધો બળતો મૂકી તે વખાર તરફ વળી ગયો.

આ વખતથી મિ. ક્રોફ્ટના સ્નેહની આશાઓનો અન્ત આવ્યો. મહેતાજીના બાકી રહેલા થોડા દિવસ સૂધી તે મારી સાથે સભ્યતાથી વર્ત્યો; પણ તે સભ્યતા બેપરવાઈથી ભરપૂર હતી. તોપણ તેણે મારી સ્ત્રી તથા છોકરા માટે એક સસ્તું અને સગવડ ભરેલું ઘર ખોળી કાઢવા શ્રમ લીધો. જ્યાં સૂધી હું ફીલેડેલ્ફિયામાં રહું, અગર જ્યાં સૂધી મને સારી જગો મળે નહિ, ત્યાં સૂધી એ ઘરનું ભાડુ પોતાના સંબંધીને માટે આપવાનું એણે માથે લીધું. તે લ્યુસિ તરફથી ઘણોજ સંતોષ પામ્યો હતો, અને કહેતો કે "તે એક સારી ચાલની, સારા સ્વભાવની, ડાહી તરૂણ સ્ત્રીછે, અને એ મારી સગી છે એમ કહેવાને હું બીલકુલે શરમાતો નથી." છુટા પડતી વખતે તેણે કહ્યું કે "દુનિયામાં આગળ વધવાની કોઇ પણ બીજી સંભવિત યોજના પાછળ મંડવાની સલાહ હું તમને ખૂશીથી આપીશ, પણ વેપાર સંબંધી યોજનાની નહીં; કારણ કે મારી ખાતરી છે કે તેમાં તમે કદી ફતેહમંદ થવાના નથી."

મિ. ક્રોફ્ટ મને બીલકુલ પસંદ નહોતો. કારણ કે તે હદ કરતાં જાદે નિયમસર હતો. તે એક પોતાની મરજી મુજબ ચાલનારા યંત્ર જેવો હતો; પણ તે વખતે જો મારૂ મગજ **મિ. હુડસન**ના વિચારોથી ભરેલું નહોત તો તેને, તથા તેનો સ્નેહ તજવાને હું ઘણો દિલગીર થયો હોત; તેમજ તેણે લ્યુસિ તથા મારા પુત્ર તરફ જે મમતા બતાવી તેને માટે મેં એનો ઉપકાર માન્યો હોત. મિ. **હુડસ**ને મારે માટે ઘણીજ કાળજી બતાવી, મિ. ક્રોફ્ટના વેપારી પંજામાંથી હું ઉગર્યો તેને માટે મને મુબારકબાદી આપી, અને મારા મનમાં ઠસાવ્યું કે "તારા સરખો માણુસ પોતાની બુદ્ધિના પ્રભાવથી, અને મિત્રો તથા સારા લાગતા વળગતાની મદદથી, આ દુનિયાની અંદર ફતેહમંદ થયા વગર રહેશે નહિ."

હું હવે લગભગ આખો દિવસ મિ. **હુડસન**ના પિતાને ત્યાંજ તાલેવંત અને ખૂશમિજાજવાળા લોકો સાથે ગાળતો. આ સઘળા **મારા મીત્રો** હતા. એ મંડળીનો હું રંગ મચવનાર હતો. દરેક જણ

મને આમંત્રણ કરતા, અને હું દરેક આમંત્રણ સ્વીકારતો; કારણ કે મિ. **હડસન**ના કોઇ પણ સંબંધીને મારાથી માઠું લગાડી શકાતું નહિ; આવી રીતે દિવસની દિવસ, અઠવાડીઆં અને મહિના ગાળવા માંડયા. હું મિ. **હડસન**ના પિતાનો ખાસ આદમી થઇ પડયો, અને દરેક જણ મને કહેવા લાગ્યા કે એ તમારે માટે મારશે તે કરશે. મેં ફીલેડેલ્ફિયામાંના મારા મિત્રો પાસેથી એક ઉઘરાણું એકઠું કરીને લુસ્યાનાની પરહસ્તગત જમીનનો કેટલોક ભાગ લેઇને ધંધે વળગવાની યુક્તિ ખોળી કાઢી હતી. ઉઘરાણામાં નામ ભરનારને ભરેલા પૈસા ત્રણ હપતે થઇને આપવાના હતા. પહેલે વર્ષે અમૂક રકમ, બીજે વર્ષે અમૂક રકમ, અને ત્રીજે વરસે અમૂક રકમ, એમ કરી ભરણું પૂરૂં કરવાનું ઠરાવ્યું હતું. એ રકમ વડે મને મળવાની જમીનમાં, આયર્લાન્ડ અને સ્કોટલાન્ડમાંથી આવતા વહાણમાં આવનાર માણસોને કામ કરવા રાખવાના હતા. ટીપ ભરનારાઓની એક મોટી યાદી થઇ તેમાં વૃદ્ધ **હડસને** સર્વેને મથાળે પોતાનું નામ લખ્યું અને તેની સામે એક મોટી રકમ ભરી.

આવતી વસન્તઋતુ સૂધી વહાણ આવવાનાં નહોતાં અને ત્યાં સૂધી કાંઇ પણ બની શકે એમ નહોતું, તેથી મેં મારો વખત હમેશાની માફક ખુશબખ્તિમાં ગાળવા માંડયો. વસન્તઋતુ આવી, પણ સરકારમાંથી જમીન સંબંધી કાંઇ પણ જવાબ આવ્યો નહિ. તેટલા માટે થોડી મુદતની રાહ જોવી પડી. વૃદ્ધ **હડસને** એ જમીન અપાવવાનું માથે લીધું હતું. પોતે હમેશાં આ યોજના માટે તથા પોતાની શક્તિ માટે એવી રીતે બોલતો કે તેનાપર વિશ્વાસ બેસેજ. તેની વાતપરથી સામો માણસ એમજ ધારે કે **પેરૂ**ની ખાણો એનીજ વાડીમાં છે, અને એની વગની સાથે સરખાવતાં **યુનાઇટેડ સ્ટેઇટસ**ના પ્રેસિડેન્ટની વગ કાંઇજ ગણત્રીમાં નથી. એક વર્ષ વીતી ગયા પછીજ મેં જાણ્યું કે એ એક પતરાજી ખોર અને ગપાટી છે. બીજા બાર મહિના વીત્યા ત્યારે મને માલૂમ પડયું કે એ માણસજાતમાં મોટામાં મોટો એકલપેટો, જડ અને હઠીલો છે. પોતાને તથા પોતાના પરોણાઓને ખૂશ કરવાને મને તે તેને ઘેરજ જમાડતો; પરન્તુ મારા સારા માટે

અગર મારે માટે એને પાઇભાર પણ દરકાર નહોતી. જ્યાંસુધી મારી મરજી હોય ત્યાં સુધી તે પોતાની ચાલખતની, ભોગવટાની, ગુણવૃદ્ધિની અને અથાક પાકની બડાઇ હાંકતો; પણ જ્યારે હું મારા વિષયપર બોલવા માંડતો કે તરતજ તે બગાસાં ખાવા માંડી, પલંગપર સૂઇ જતો અને હવે ઉંઘી જાય છે એમ જણાવતો. જ્યારે જ્યારે એણે ભરેલી રકમ વિષે હું સંભારતો ત્યારે ત્યારે જરીક ચિરડાઇને કહેતો કે બેસિલ! એ વિષે આપણે કાલ વાત કરીશું!!

ટીપમાં જેઓએ નામ ભર્યાં હતાં તેમાંથી ચાર શિવાય કોઇએ કાંઇ આપ્યું નહિ. તેઓ હમેશાં એવું બાનુ કાઢતા કે "જ્યારે સરકાર તમને જમીન માટે ઉત્તર આપશે ત્યારે તમને ઉઘરાણું આપીશું." સરકાર હમેશાં એમજ કહેતી કે "જ્યારે પૈસા ભરશો ત્યારેજ જમીન આપવામાં આવશે." હું ખરેખર કંટાળી ગયો અને નાઉમેદ થયો. પણ મેં ધાર્યું કે મારૂં નશીબ ખંત રાખી લીધેલા કામ પાછળ મંડવાથી અને મારા મિત્રોને ખૂશી કરવાથીજ ફળશે. આટલા માટે હમેશાં મારે એજ ખૂશ મંડળીમાં હસતા, ગાતા અને પીતા દેખાવાની જરૂર પડતી; પણ અંદરથી તો મારૂં હૈયું ધીકી જતું હતું.

આનું પરિણામ શું થશે તે લ્યુસિએ પ્રથમથી મને જણાવ્યું હતું. વચન, ઢીલ અને નાઉમેદીના બીજા વર્ષના અન્તે તેણીએ મને સમજાવવા માંડ્યું કે 'આ આળસુ મંડળીનો ત્યાગ કરો, અને મિ. ક્રોફ્ટના ભાઇની સાથેના ક્ષેત્રમાં વાવેતર કરવાનું કામ માથે લ્યો." મિ. ક્રોફ્ટ મારી સ્ત્રી માટે બહુ સારૂં મત ધરાવતો હતો; કારણ કે તેણીએ પોતાની સારી ચાલથી સર્વનું મન ખેંચી લીધું હતું. એટલા માટે તેણે મને આ કામ કરવાની ભલામણ કરી. પણ આ દરખાસ્ત મારે સ્વીકારવી કે નહિ તે માટે મેં એટલો બધો વખત વિચાર કીધો અને એટલી બધી આનાકાની કીધી કે એ દરખાસ્ત સ્વીકારવાનો વખત વહી ગયો.

મને હજુ સૂધી એવી આશા હતી કે તરૂણ **મિ. હડસન** મારી યોજના કામે લગાડવામાં મને મદદ કરશે. **જમેઇકા** બેટમાં એના દાદા (માનો બાપ) તરફથી એને ઘણી જમીનનો વારસો મળ્યો હતો. આ-

વતે વર્ષે એ ઉમર લાયક થઈ તેનો કબજો પોતે લેવાનો હતો. તેણે મને એમ કહ્યું હતું કે. "એ જમીન વેચી દેઇશ, અને તેમાંથી ઉપજેલામાંના કેટલાક પૈસા નવી યોજનામાં કામે લગાડીશ." એમાં ફતેહમંદ થવાની જેવી સારી આશા હું રાખતો હતો તેવીજ એ રાખતો હતો. તે ઉત્સાહી અને ઉદાર સ્વભાવનો હતો. મેં એનું મન ઘણુંજ મેળવી લીધું હતું, અને મારે આ વખતે કહેવું પડે છે કે આ દુનિયામાં એકે કામ એવું નથી કે તે મારે માટે ન કરત. મારી પાસેથી એને કાંઇ લેવાની આશા નહોતી, પણ તે મને એમજ કહે તો કે "તું મારો હમેશનો મિત્ર થઇને રહે." તેને જંગલની રમતો ઘણીજ પ્રિય હતી; અગર જો કે હું લન્ડનનો વતની હતો તોપણ હું સારી રીતે તીર ફેંકી જાણતો હતો, અને બંદુક તાકી શકતો હતો; કારણ કે જ્યારે હું લ્યુસિને ત્યાં રહ્યો હતો ત્યારે એના ભાઇઓને ખૂશી કરવાને માટે મારે શીકારી થવું પડયું હતું. આ નિપુણતાને માટે મારો મિત્ર મારા પર ઘણો ખૂશી થયો હતો. તેને લીધે જાણે તે મારો વશીભૂત ન હોય તેવો થઇ ગયો હતો. મોસમમાં હમે હમેશ શીકારને માટે જતા; પણ શિયાળામાં તો અમે ઘણાં બ્હાનાં કાઢી જવાનું બંધ રાખતા. તરણ હડસન બરફપર ચાલવાના જોડા પહેરી તે પર ઝડપથી દોડવામાં ઘણો હોંશીયાર હતો, અને જ્યારે તે મને શિખવતો અને તેમ કરતાં હું પડી જતો ત્યારે તેને ઘણી ગમત પડતી. વળી તે મને અમેરિકાની બરફપર ચાલવાની ગાડીની રમત પણ શિખવવાનો હતો. મારે કબુલ કરવું પડેછે કે જે શિયાળાના દિવસો મેં ઘણી ખૂશીથી મારી સ્ત્રી સાથે સગડી પાસે ચેનમાં ગાળ્યા હોત તેમાંના ઘણાખરા દિવસો કકડતી ટહાડમાં મારે એની ગાડીની રમતમાં ગાળવા પડ્યા.

ગરિબ બિચારી લ્યુસિએ આ ત્રણે વર્ષ દુઃખમાં અને દિલગીરીમાંજ ગાળ્યાં. કારણ કે ઘણું કરીને જ્યારે હું હમેશાં આખો દિવસ બહાર ગાળતો ત્યારે કલાકોના કલાકો ઘરમાં તે એકલીજ રહેતી હતી. અગર જો કે હું અડધી અડધી રાત્રિ મી. હડસનને ત્યાં વાળુ કરવામાં ગાળ્યા પછી ઘેર આવતો તોપણ તે બીલકુલ રીસે ન ભરાતાં

ખૂશ મિજાજી ચેહેરાથી મને મળતી. હું એને તદન તજી દેઊછું એ-મ ધારીને મારૂં મન ઘણું ખેદ પામતું. પણ આહો વખત થોડીજ વાર રહેશે એમ ધારીને હું મન વાળતો. કારણ કે મારો મિત્ર થોડા વખત પછી ઉમ્મર લાયક થવાનો હતો અને સઘળાં વચન પાળ-વાનો હતો. ત્યાર પછી અમે બંન્ને સુખ શાન્તિમાં સાથેજ રહીશું એમ હું ધારતો હતો. મેં લ્યુસિને કહ્યું કે 'હાલમાં જે આળસમાં હું દહાડા કહાડું છું તે મને બીલકુલ પસંદ નથી. અગરજોકે ઉપ-રથી ખૂશીમાં રહેવાની મને જરૂર પડેછે તોપણ મારૂં મન હમેશાં બળ્યાંજ કરે છે, અને જે વખત હું મારા મિત્રોની સાથે ગપ્પામાં ગાળું છું તેજ વખત તારી પાસે ગાળવાને મારૂં મન બહુ તલસે છે."

મારી સ્ત્રીની દૃઢતા અને મહેનત શિવાય પોતે તથા મારો છો-કરો મારાપર લગારે આધાર રાખ્યા શિવાય રહી શકે એ તદન અશક્ય હતું. મિ. ક્રોફ્ટ સિવાય તે કોઇની પાસેથી પૈસા સબંધી મદદ લેતી નહોતી. મિ. ક્રોફ્ટ નિયમસર ઘરનું ભાડુ ભર્યે જતો હતો; તેણે કેટલીક સ્ત્રિયો સાથે લ્યુસિનું ઓળખાણ કરાવ્યું હતું; તેમને શિવણ ભરતનું કામ પોતે શિખવતી હતી. આ કામમાં તે ઘ-ણીજ હોંશીઆર હતી; તેથી આમાં એને ઘણા સારા પૈસા મળતા. અમે ત્રણ વર્ષ અને ત્રણ મહિના ફીલેડેલ્ફિયામાં રહ્યાં તે મુદતમાં એણે મારી પાસે એક પાઈ પણ માંગી નથી કે ખરચાવી નથી.પણ આના કરતાં આવા વખતમાં જે ખૂશ મિજાજ મારા તરફ તે રાખતી તથા મને કોઈ દિવસ ઠપકો ન દેવાને કે સામા ન થવાને જે શાં-તતા રાખતી તેને માટે હું એને વધારે સાબાશી આપુછું. ઘણી સ્ત્રિ-યો જેઓ ઘરની ઘણી સારી વ્યવસ્થા રાખનારી કહેવાય છે, તેઓ જેટલો ઘરમાં બચાવ કરેછે તેનાથી દશગણો પોતાના પતિને ખેદ કરાવે છે. આવી પ્રકૃતિ લ્યુસિની નહોતી; અને એટલા માટે હું એનું માન અને પ્રતિષ્ઠા રાખતો એટલુંજ નહિ પણ હું એને ખૂબ ચ્હા-તો. મને એમ આશા હતી કે આ બાબત સાબિત કરી આપવાનો અને કદી છુટાં નહિ પડવાનો વખત ઘણો પાસે આવે છે. પરંતુ અપશોચ! મારા વિચાર કરતાં તેનો વિચાર વધારે ખરો હતો.

મારા **મિત્ર હુડસનને** ઉમર લાયક થવાને હવે ફક્ત દોઢજ મહિનો બાકી હતો. એટલામાં કમનશીએ ફીલેડેલ્ફિયામાં ઈગ્લાંડથી એક નાટક મંડળી આવી. જે બાબતમાં ગમત પડે તેવી દરેક બાબતનો **હુડસન** ઘણો ઊત્સુક હોવાથી આ મંડળીનો પહેલોજ ખેલ જોવા જવાની તેણે મને તાણ કરી. નાટકમાં કેટલીક સ્ત્રિયો હતી અને તેમાં **મેરીયન** નામની એક છોડી હતી. આ છોડી રૂપમાં તો સાધારણ હતી અને ભટકણ લોકની ટોળીને લાયક હતી; પણ તે મન હરણ કરી લે એવી રીતે નાચતી હતી. તે રાત્રે દરેક પ્રવેશમાં તે ઘણું નાચી. **હુડસન** ખૂબ ખૂશી થઇને વારે વારે તાળીઓ પાડવા લાગ્યો. આથી હું તદન અધીરો થઇ ગયો. તે ઘણોજ ખૂશ થઇ ગયો હતો, અને જેમ જેમ હું એની ખોડ કાઢતો તેમ તેમ એ એને ખૂબ વખાણતો. મને માલૂમ પડયું કે **મિ. હુડસન** એના મોહપાશમાં પડેછે તથા આગળપર સારૂં થવાનું નથી. તેથી હું મોટેથી બોલ્યો કે "તે અહીં આવીજ ન હોતતો બહું સારૂ થાત." ટુંકામાં એટલુંજ કહેવાનું કે આ છોડી માટે જેમ જેમ એનો મોહ વધતો ગયો તેમ તેમ મારી દોસ્તી ઘટવા લાગી; કારણ કે હું વારે વારે એની આંખ ઉઘાડવાને એની સાથે તકરાર કરતો. મને માલૂમ પડયું કે આ છોડી ઘણી ચતુર છે, પોતાની સતા કેટલી છે તે પોતે જાણેછે, તથા પોતાના મોહપાશમાં પડેલા આશકને ગમે તેમ સમજાવી પરણશે. **હુડસન** જ્યારે જ્યારે ગુસ્સે થતો ત્યારે ત્યારે ઉછાંછળો અને તોછડો થતો; તેથી ક્રોધમાં આખરે મારી સાથે લડાઇ કરી, તે છોકરીને પોતાની સાથે **જમેઇકા**માં લેઇ ગયો, અને જે દિવસે પોતે ઉમર લાયક થયો તેજ દિવસે તેની સાથે પરણ્યો, તથા પોતાનો ગ્રાસ સંભાળવા લાગ્યો. સરકારી જમીન મળવા વિષેની સઘળી આશાઓનો હવે અંત આવ્યો !!!

<u>લ્યુસિ</u> જે મારા દુઃખના સમયની સાથી હતી તેણે કહ્યું "તમારા મિત્રની મૂર્ખાઇ બતાવવામાં તમારા લાભના જોખમે પણ તમે તમારી ફરજ બજાવી છે; અને તમે તેની સાથે લડાઇ કરી તેથી હું ગુસ્સે ન થતાં ઉલટી ખૂશી થઇછું. સઘળી બાબતો તરફ વિચાર કરીને તમે તમારી લાગણી બદલી નથી એ ઠીક કર્યું છે."

મારી વાત તથા ચાલ ઉપર વિચાર કરીને મને દયા ઉપજે છે કે કેટલાક સારા ગુણો અને બુદ્ધિ છતાં ફક્ત એક દેખાતી નાની ખોડ (જે ખોડની કુટેવ થઈ ગઈ છે) ને લીધે પ્રયત્ન કરતાં છતાં પણ કશામાં ફતેહમંદ થયો નહીં. લ્યુસિની સલાહથી નિશ્ચય કર્યું કે મિ. ક્રોફ્ટને એક ચીઠ્ઠી મોકલવી કે ફરીથી થોડા દિવસની મહેતલ આપે. મેં આ ચીઠ્ઠી બીજા દિવસ સૂધી મોકલવાને **મુલતવી રાખી.** અને બીજે દિવસે સવારમાંજ નવી પરણેલી પોતાની એક છોડીને જોવાને માટે દૂરના ભાગમાં જવાને તે ઉપડી ગયો.

હું આથી ઘણો ચિડાઈ ગયો, અને આ ખરાબ વિચારો મનમાંથી કાઢી નાંખવા કોઇ પણ સારૂં કામ કરવાને બદલે શિકાર કરવા ગયો. મેં કેટલાક તુર્કિમરઘાને માર્યા. જ્યારે ઘેર આવ્યો ત્યારે હમેશના રિવાજ મુજબ **વૃદ્ધ હુડસન**ને ત્યાં જઇને તે મેં સર્વે રસોઇઆને આપ્યા. રસોડામાં એક કુતરો હતો તેને હું ખવરાવવા લાગ્યો, અને રસોઇઓ તુર્કિમરઘાને સાફ કરવા મંડયો. તેવામાં એક મરઘાના અન્નાશયમાં કેટલાંક ચળકતાં લીલાં પાંદડાં તથા કેટલીક કુંપળો માલૂમ પડી. મને એમ શક આવ્યો કે આ પાંદડાં તથા કુંપળો "કલ્મિઆ લેટીફોલીઆ" નામના ઝેરી છોડવાનાં હશે. મને બરોબર ખાતરી થઈ નહોતી; કારણ કે ચીન જતાં પહેલાં વનસ્પતિ સંબંધી મારૂ જે ભાગુતુટુ જ્ઞાન હતું તે સર્વે જતું રહ્યું હતું. અવકાશની વેળાએ તપાસી જોવાને અને વનસ્પતિ વિદ્યામાં આપેલા વર્ણન સાથે મેળવવાને તે પાંદડાં હું ઘેર લેઈ ગયો. મેં રસોઈઆને કહ્યું કે જ્યાં સૂધી હું કાંઇ કહું કે કહેવડાવું નહિ ત્યાં સૂધી એ મરઘાં કામમાં લેઇશ નહિ. બીજે દિવસે ખબર આપવાનું અગર મળવાનું મેં એને વચન આપ્યું હતું. બીજે દિવસે પુસ્તકની અંદર એ વિશે જોવાને હું પુસ્તકશાળામાં ગયો. પણ ઇંગ્લાંડથી આવેલા નવા સમાચાર વાંચવામાં મારૂં મન રોકાયું. મેં કહ્યું "કાલજ તપાસીશ, રસોઈઓ મરઘાં આજ કામમાં લેશે નહિ. **વૃદ્ધ હુડસન**ને મરઘાં એક બે દિવસ રાખ્યા શિવાય પસંદજ નથી."

બીજે દિવસે હું તપાસ કરવાનું ભૂલી ગયો. સાંજરે મેં તે

પાંદડાને મેજપર પડેલાં જોયાં. મારા નાના છોકરાના હાથમાં ન આવે અને તે ખાઇ ન જાય એટલા માટે મેં તેમને વેગળાં મૂક્યાં "આજે" ન તપાસાયાં તેને માટે હું દિલગીર થયો. પણ પહેલાંની માફક જ બોલીને મેં મન વાળ્યું. "**આવતી કાલ તપાસીશ,** રસોઇઓ તેમને તૈયાર કરશે નહિ, બે ત્રણ દિવસ સૂધી રાખી મુક્યા પછીજ વૃદ્ધ હડસનને તે પસુંદ પડેછે." બીજે દિવસ થયો, પણ તે પત્તાં વેગળાં મૂક્યાં હતાં તેથી મને તે વિષે કાંઇ યાદ આવ્યું નહિ. તે દિવસે મારે તે નગરના કોટવાળને ત્યાં જમવાનું આમંત્રણ આવ્યું હતું. ભોજન કરનાર ઘણા માણસો હતા; અને ભોજન પછી હમેશનાં શિરસ્તા મુજબ મને ગાવાને માટે કહ્યું. હું એક ગીત શરૂ કરતો હતો તેટલામાં એક પુરૂષ શ્વાસ ભર્યો વિવર્ણ મોંઢે દોડતો દોડતો આવ્યો અને કહેવા લાગ્યો કે "મિ. **હડસન** અને મારી સાથે જમનારા બીજા ત્રણ ગૃહસ્થો ખાધા પછી એકદમ બેભાન થઇ ગયા છે અને તેમની જીવવાની આશા નથી." મારાં ગાત્ર તરતજ શિથિલ થઇ ગયાં, અને હું બોલી ઉઠયો કે "અરે ઇશ્વર આને માટે હું જવાબદાર છું." હું આમ બોલ્યો કે તરતજ તે ઓરડામાં શાંતતા પથરાઇ ગઇ; અને દરેક મનુષ્યે વિસ્મય તથા ત્રાસથી મારા તરફ જોવા માંડયું. હું મારી ખુરશીમાં મુર્છિત થઇને પડયો અને પાછળથી શું બન્યું તે હું જાણતો નથી. પણ જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મેં બે જણને મારી પાસે બેઠેલા ચોકી કરતા જોયા. ટેબલપર હજુ સૂધી પ્યાલા અને શીશીઓ હતી; પણ સર્વ સમાજ વિખરાઇ ગયો હતો. અને મારી ચોકી કરનારના કહેવા પ્રમાણે કોટવાળ મિ. **હડસન**ની મરણ સમયની સાક્ષી લેવાને ગયા હતા.

અકસ્માત કે ભયના બનાવોમાં જેમ અતિશયોક્તિ કરી વાત ચલાવવામાં આવેછે તેમ આ બનાવમાં પણ થયું. અગર જો કે મિ. **હડસન** ઘણો માંદો હતો, તોપણ તે મરે એવો નહોતો. એના ત્રણ પરોણા થોડા કલાક પછી બરોબર શુદ્ધિમાં આવ્યા. મિ. હડસને ઘણોજ આહાર કર્યો હતો તેથી બે દિવસ સૂધી બરોબર શુદ્ધિમાં નહોતો. ત્રીજે દિવસે હમેશની માફક ભોજન સમયે મિત્ર મંડળમાં

બેસવા લાયક થયો. અને આથી મારૂં મન અસહ્ય વેદનાથી મૂક્ત થયું. તપાસ કરતાં કોટવાળને માલૂમ પડ્યું કે હું તદન નિરપરાધી છું. રસોઇઆએ સાચે સાચું કહી દીધું. પક્ષિઓને તૈયાર કરતાં પેહેલાં મને પૂછી મંગાવ્યું નહીં તેને માટે પોતાનોજ દોષ કાઢ્યો. પણ પોતાને મૂક્ત કરવા એમ કહ્યું કે "પાંદડાં ઘેર લેઇ જઇ તપાસ્યા પછી એમને એમ લાગ્યું હશે કે એથી કાંઇ હરક્ત થાય એમ નથી અને એટલા માટેજ એ મને કાંઇ કહેવા આવ્યા નહિ."

તરતજ મને છુટો કીધો અને હું ઘેર ગયો. મારી સ્ત્રી મને એકદમ વળગી પડી. તે એકે શબ્દ બોલી શકી નહિ. આ ભયંકર સમયમાં પોતાની દશા કેવી થઈ હતી, તે એણે પોતાની અનહદ ખૂશીપરથી વિચારી લેવાનેજ મને સોપ્યું. આ કમનશીબ અકસ્માત બન્યા પછી થોડા વખત સુધી ફીલેડેલ્ફિયામાં આ વિષય સાધારણ વાતનો થઇ પડ્યો હતો. જુદા જુદા લોકો જુદી જુદી રીતે વાત કહેતા, અને એનાપરની ટિકા મારા હકમાં હજાર દરજ્જે નુકશાન કર્તા હતી. પક્ષિના ચારામાંથી જડેલા પાંદડાં તપાસવાંની મેં ઢીલ કરી તેને માટે કેટલાક મારો દોષ કાઢવા મંડ્યા. ખરૂં જોતાં આને માટે હું સખ્ત ઠપકાને લાયક હતો—કેટલાક એમ ધારવા લાગ્યા કે જે મિત્રોએ ઘણા વર્ષ સૂધી સરસ રીતે આદર સત્કાર કર્યો હતો, તેવા મિત્રોના અને જાતિ બંધુઓના જીવનનો જેમાં આધાર રહેલો હોય, તેવા વિષયમાં કોઇ પણ મનુષ્ય મંદ અને ભૂલણીઓ થાય એ તદન અશક્યછે; અને બીજા કેટલાક દુર્જનો એમ કહેવા લાગ્યા કે અગર જો કે કોટવાળનો તેમજ મિ. **હડસનનો** મારાપર અનુગ્રહ હતો, તોપણ જે બાબત જાહેરમાં મુકવામાં આવી છે તેના કરતાં કાંઇ વધારે હશે. અને બાકીના બીજા ખુલ્લી રીતે એમ રહેવા લાગ્યા કે પાંદડાંનું તો બ્હાનુંજ છે પણ એ કાંઈ ખરી વાત નથી; કારણ કે આવાં પત્તાંથી પક્ષિઓને કાંઇ ઝેર ચઢે નહિ. આવું માહાપાપ કરવાનું શું કારણ હશે તે પણ લોકોએ જોડી કહાડ્યું હતું. સર્વે એમ કહેતા કે "એની ધારેલી સાહાસિક ધારણાઓ પુરી પાડવાને માટે વૃદ્ધ **હડસને** એને ઘણો પૈસો વારસા તરીકે આપવાનું કબુલ કર્યું હતું, અને તેથી એણે અ-

ધીરા થઇને આવું કર્યું છે.” મારા સર્વ સ્નેહીઓની રીતભાતનો અકસ્માત વિપર્યય જોઈને હું જેટલો અચંબો પામ્યો તેટલોજ મને ઉદ્વેગ થયો. મારા તરફની લોક પ્રીતિનો રૂપાન્તર થયો, અને મારો ત્યાગ કરવામાં આવ્યો. જેઓ અત્યાર સૂધી મારી સાથે ગાઢા સંબંધમાં રહ્યા હતા, જેઓએ મને અનુરંજન કર્યો હતો, મારી સ્તુતિ કરી હતી, મારી મિથ્યા પ્રશંસા કરી હતી, અને જેઓએ ઘણીવાર “હમે તમારા મિત્ર” છીએ એમ કબુલ કર્યું હતું, તેઓ સઘળા કંઇપણ સંભવવિના મને આ ઘોર મહા પાપનો કર્તા ધારશે એ મને ભાગ્યેજ સંભવિત લાગ્યું. ખરૂં જોતાં એમ હતું કે એ વિષય ઉપર વિચાર કરવાની તસ્દી લેવાને તેઓ ખૂશી નહોતા; પણ જે મનુષ્યનાં ગીત અને વાર્તાઓથી તેઓ કંટાળી ગયા હતા તે મનુષ્યનો પરિચય બંધ કરવાનું બ્હાનું મળ્યું તેથી ખૂશ થયા હતા. તેમજ ટીપમાં પોતે જે રકમો ભરી હતી તે રકમોની ઉઘરાણી થયેલી જોવાને તેઓ ઇચ્છતા નહોતા.

દુનિયા આવીજ છે! જેઓને આપણે આપણા તનબદન મિત્રો ગણીએ છીએ, જેઓને આપણા દિલાસો દેનાર સમજીએ છીએ, જેઓને આપણી સુખસંપત્તિ, ચડતી પડતીના સાથી ગણીએ છીએ, તેઓજ અણીની વખતે એકદમ આપણને તજી જતા રહે છે. દુનિયામાં ઘણું કરીને બે તરેહના મિત્રો જોવામાં આવેછે. એક તો હમેશાં—સુખ યા દુ:ખમાં—સંપત્તિ યા વિપત્તિમાં—સાથેજ રહેછે. બીજા કેટલાક હોયછે તે ફક્ત સુખનાજ સાથી હોયછે. આ પાછલી પંક્તિના પુરૂષો દુનિયામાં વધારે જોવામાં આવેછે; પરન્તુ પહેલી પંક્તિના તો ક્વચિતજ જણાય છે અને વીરલાજ હોયછે. બીજી પંક્તિના પુરૂષો ફક્ત સ્વાર્થ સૂધીજ સગાઇ રાખેછે; પણ પોતાનો સ્વાર્થ સર્યો, કે પોતાના કામમાં ફતેહમંદ થયા, અગર કોઇ પણ તરેહનો લાભ પ્રાપ્ત થયો કે તરતજ “ગરજ સરી એટલે વૈદ્ય વેરી” એમ કરેછે. જ્યાં સૂધી પોતાને ગરજ હોયછે ત્યાંજ સૂધી બીજાની આજીજી કરેછે, વખાણ કરેછે, બે પૈસા ખરાબ કરેછે, અને હરેક વાતે મરજી ઉઠાવેછે. કેટલાક એવા પણ પડ્યાછે કે ઉપરથીજ મિ-

ત્રતા બતાવી અંદરથી તેનુંજ ભૂડું કરવામાં મશગૂલ રહેછે. આવા માનવીરૂપે રાક્ષસો ઉપરથી તો મિત્રાઈનાં વખાણ કરેછે. મિત્રતા કરવી જોઇએ તેને માટે મોટાં મોટાં ભાષણો કરેછે, અને મિત્રતા વિશે નિબંધો લખતાં પણ અચકાતા નથી; પરન્તુ તેઓ મનમાં તો એટલાબધા મેલા હોયછે કે મિત્ર એ શું છે તેનો પોતે લખે છે તથાપિ ખરો અર્થ સમજતા નથી. આવા અક્કલના નમુના પોતાની વિદ્યા, જ્ઞાન, પૈસોટકો વિગેરેનું ગમેતેટલું અભિમાન રાખેછે, પરન્તુ આખરે તેઓનું પોગળ જણાઇ આવેછે, અને તેઓ મિત્રતા કરવાને કેટલા પાત્રછે તે પણ બહાર પડેછે. ત્યારેજ આવા અક્કલના દુસ્મનોને માલૂમ પડેછે કે 'મારી યુક્તિ આતો સમજી ગયો.' એક જણ સાથે મિત્રતા છતાં દગોફટકો રમી સંતોષ ન પામવાથી બીજા સાથે પણ રમવા જાયછે અને કેટલેક દરજ્જે તેમાં પણ ફાવેછે તથા પોતાને જે લાભ લેવો હોયછે તે પણ લેછે; પણ પાપનો ઘડો પાછળથી ફુટેછે, અ લોકોમાં તેમની દુષ્ટતાની ખબર પડેછે, ખાસડાં ખાયછે, અને સર્વની ધિક્કારવૃત્તિનો ભોગ થઇ પડેછે. જેઓ એકવાર મિત્રતાનો ડોળ ઘાલી પાછળથી—પોતાનો સ્વાર્થ સર્યા પછી—દુસ્મન નિવડેછે તેઓને ઈશ્વરને ત્યાં શો ન્યાય મળશે તે જગતપ્રસિદ્ધ છે. જેનાપર મિત્ર જાણી પ્રથમથીજ વિશ્વાસ મૂક્યો તેજ જ્યારે પાછળથી વિશ્વાસઘાતી નિવડેછે ત્યારે ઈશ્વરે તેને માટે ઘોર નર્કજ સર્જી મૂકેલું છેઃ કારણ કે—

**विश्वासेप्रतिबद्धानांयेनृविश्वासघातिनः**
**तेनरानरकेयान्तियावच्चन्द्रादिवाकरौ ॥**

પ્રથમ પંક્તિના પુરૂષો અગર જો કે વીરલાજ જોવામાં આવેછે તોપણ તેઓ ઘણા માનને પાત્રછે. જેઓ ખરા મિત્રછે, જેઓએ પોતાનું તન, મન તથા ધન ખરા મિત્રના સુખ માટે ઝીકાવી દીધુંછે, અને જેઓ એવા મિત્ર માટે હમેશાં દરકાર રાખેછે તેવાઓનું મન કેવું નિર્મળ તથા સ્વાર્થરહિત હોયછે તે તો ફકત અનુભવીજ જાણેછે. જે સુખ તથા શાન્તિ આવો મનુષ્ય અનુભવેછે તેવું

સુખ તથા શાંન્તિ બીજી પંક્તિનો પુરૂષ સ્વપ્નામાં પણ ભોગવતો નથી; માટે મિત્ર કરવો તો હમેશાં ઘણી સાવચેતીથી તથા પરીક્ષા પછીજ કરવો. જે કોઇ મિત્રતાનો હક ધરાવવા આવે તે દરેકને પોતાનો હાથ આપી તદબદન મિત્રતા બાંધતાં પૂર્ણ વિચાર કરવો. જેઓને સારી સદ્‌ગુણી સ્ત્રી મળીછે તેવાઓને આવા મિત્રોની ભાગ્યેજ જરૂર પડેછે કારણ કે સારી સ્ત્રી એકલા મિત્ર તરીકેની ગરજ સારેછે એટલુંજ નહીં પરન્તુ જે કાંઇ મિત્ર આપી શકતો નથી તે તે આપી શકે છે. મારે પણ આમજ બન્યું હતું. લ્યુસિ મારા સુખના વખતની તેમ દુ:ખના વખતની ભાગિયણ હતી. બીજી સ્ત્રિયોની માફક મને દુ:ખને સમયે એકલો મૂકી ન જતાં તે હમેશાં મારી સાથેજ રહી એક તનબદન, ખરા, નિસ્વાર્થી મિત્રની ગરજ સારતી. અગર જોકે આ વખતે, જેઓને હું મારામિત્રો ધારતો, તેઓ સઘળા મને તજી દઇ, કચવાતો, પિડાતો, ભુખેમરતો તથા કંગાલ થતો મૂકીને ચાલતા થયા તોપણ લ્યુસિ હિંમત હારી નહીં. તે પ્રથમથીજ ધારતી હતી કે પાછળ તેઓ આવાજ નિવડવાના છે, માટે આ વખતે તેણે પોતાની સઘળી શક્તિ વાપરી મને હિંમત આપવા માંડી, તથા કોઇ પણ તરેહની ચિન્તા ન કરવાને સમજાવવા મંડી. ભવિષ્યને માટે શું પગલું ભરવું તેનો આપણે આગળપર વિચાર કરીશું એમ કહી મારૂં મન સંતોષ્યું, તથા હવે પછીથી મિત્રો કેવા કરવા તેનો પણ સારો વિનંતિ તરીકે બોધ આપ્યો. આ વખતે મને મારી સ્ત્રીનો ખરો ઉત્તમ સ્વભાવ માલૂમ પડયો. અને મારા મનથી નિશ્ચય કર્યો કે આ દુનિયાની અંદર સ્વાર્થ રહિત પુરૂષો ઘણાજ થોડા છે તેથી આ વિષયપર બહુ ચિન્તા ન કરતાં મારૂં સારૂં થાય તેવાં પગલાં ભરવાં, કારણ કે—

**कारणेनभविष्यन्तिमित्राणिरिपवस्तथा**



## પ્રકરણ ૭ મું.

### ભાગ્યના બદલાવાથી વળગેલી ટેવો કવચિતજ બદલાય છે.

ફિલેડેલ્ફિઆમાં મારી સ્થિતિ એવી તો અપ્રસન્ન થઈ હતી અને મને એટલો બધો તો ઉદ્વેગ અને શોષ થયો હતો કે એ દેશ તજવાનો મેં નિશ્ચય કીધો. મારો ખરો મિત્ર મિ. ક્રોફ્ટ આ સઘળો વખત શહેરમાં નહોતો. મને ખાતરી છે કે જો એ ત્યાં હોત, તો તે મારા તરફ ન્યાયથી વર્ત્યો હોત; કારણ કે અગર જો કે તે મને ચહાતો નહોતો તથાપિ તે ન્યાયી અને એકદમ વિચાર બાંધી લે નહિ તેવો હતો, અને તેથી કરીને લોકોના દુરાગ્રહને એકદમ મળતો ન આવત. આ શિવાય એની ગેરહાજરીથી મારે નાખૂશ થવાનાં બીજાં પણ કારણો હતાં; પૈસા શિવાય અમેરિકા મારાથી સગવડ ભરેલી રીતે છોડાય તેમ નહોતું; અને કોઈની પાસે પણ પૈસા માગી શકું અગર ઇચ્છા રાખું એવો માણસ ફકત તે એકજ હતો. મારે કાંઈ ઘણું દેવું નહોતું; અને આને માટે મારે મારી સ્ત્રીનો ઉપકાર માનવો જોઇએ; પણ અમારી પાસે જે પૈસા હતા તે માગતામાં આપ્યા એટલે પાસે એકે પાઇ પણ રહી નહિ, અને મુસાફરીને માટે જોઇતા પૈસા સારૂ મારે મારૂ ઘડિયાળ, અને કેટલાંક રમકડાં વેચવાં પડ્યાં. આવું કામ મેં કોઈપણ દિવસ કર્યું નહોતું. હું નિક્ષેપવ્યવસાયી (રકમ પર પૈસા ધીરનાર) ને ત્યાં જતાં શરમાતો હતો, કારણ કે રખેને કોઈ મારો મિત્ર મને મળે અને ઓળખે એવી મને ધાસ્તી હતી; આથી મેં એક મોટી ચાદર ઓઢી અને મારૂં મોં ઢંકાય એવી રીતે ટોપી પહેરી.

તીર્થસ્થાન આગળ થઇને હું જતો હતો તેટલામાં કેટલાક ગૃહસ્થોનું એક ટોળું મળ્યું. હું તેમનાથી સંકોરાઇને સંતાતો ચાલ્યો ગયો, પણ તેમાંથી એક જણે ઉભા રહીને મારી પાછળ જોયું; અને અગર જો કે તે મને ન જોઇ શકે તેટલા માટે હું એક ગલીમાં પેઠો; તોપણ હું ન જાણું તેમ તે મારી પાછળ પાછળ આવ્યો. જેવો હું નિક્ષેપવ્યવસાયીની દુકાનમાંથી બહાર નિકળ્યો તેવો મેં તેને મારા સામો ઉભેલો જોયો. મારે એની થડોથડ થઇને જવું પડયું અને તેજ

વખતે આ ઉદ્ધતાઈને માટે મેં તેને ખુબ પ્રસાદી આપી હોત. મેં એ મોહોલ્લો વટાવ્યો નહિ હતો એટલામાં એક છોકરાએ પાછળથી મને બોલાવ્યો. હું ઉભો રહ્યો. અને તે છોકરાએ મારા હાથમાં મારૂં ઘડિયાળ મૂક્યું અને કહ્યું કે "પેલા ગૃહસ્થે કહેવડાવ્યું છે કે આ તમારૂં ઘડિયાળ તથા રમકડાં તમે અત્રે ભૂલી ગયા હતા."

મેં પૂછ્યું "કીયો ગૃહસ્થ."

"સાહેબ એમને હું ઓળખતો નથી; પણ એમણે મને કહ્યું કે તું પ્રમાણિક છે તેથી આ કામ તને સોંપુછુ,' એમ કહીને મને તમને ઘડિયાળ આપવાને મોકલ્યો. એમણે આસ્માની ડગલો પેહેર્યો છે અને તીર્થસ્થાન તરફ ગયા. હું આટલુંજ જાણુંછું."

જે કાગળે રમકડાં વીટચાં હતાં તે કાગળને ઉઘાડયો ત્યારે માંહી એક કાર્ડ હતું અને તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

"ઘણા ઉપકારની સાથે, **બાર્નિ**ની સલામ."

**બાર્નિ**! ગરિબ **બાર્નિ**? પેલો આઇરીશ! જેનું ભાડું મેં ત્રણ વર્ષપર અમેરિકા આવતાં ભર્યું હતું તે! શું આ ખરી વાત છે?

પેલા છોકરાએ મને જે રસ્તો બતાવ્યો હતો તે રસ્તે હું તેની પાછળ દોડયો, અને જેવો તે એક સ્વચ્છ અને સુંદર મકાનમાં પેસતો હતો તેવો મેં એનો ડગલો જોયો. થોડી વાર પછી બહાર આવશે એમ ધારીને હું ત્યાં આમ તેમ ફરવા લાગ્યો; કારણ કે એ ઘર **બાર્નિ**નું હશે એમ મારા સ્વપ્નામાં પણ ન આવે. સાથેના ઘરમાં એક ગાંધી રહેતો હતો, અને તે જ્યારે એની બારીમાંથી બહાર જોતો હતો ત્યારે મેં એને પૂછયું કે આ સાથેના ઘરમાં કોણ રહે છે તે તમે જાણોછો?

"**ઓગ્રેડી** નામનો એક આઇરિશ ગૃહસ્થ," એવો એણે જવાબ દીધો.

મેં પૂછ્યું કે એનું આખુ નામ શું છે?

તેણે કહ્યું કે આ રહ્યું મારી ચોપડીની અંદર જુવો—**બાર્નિ-ઓગ્રેડી**. મેં મિ. **બાર્નિ**ના ઘરમાં પ્રવેશ કર્યો, અને દીવાનખાનામાં હું ગયો. ત્યાં એ, એના છોકરા અને એની સ્ત્રી સર્વે સલાહશાન્તિથી

ચાહ પીતા બેઠાં હતાં. મને જોયો કે તરતજ એ તથા એના બંન્ને છોકરા મને માન આપવાને ઉઠયા: મને ખુરશીપર બેસારીને **મી. બાર્નિએ** કહ્યું કે "મારે ત્યાં આપ પધાર્યા તે મોટો ઉપકાર થયો; મને આશા નહોતી કે આપ મારાપર આટલા બધા કૃપાળુ થશો. તમારી ઉદારતા શિવાય જે ઘરની અંદર અમે પગ પણ મૂકવા સમર્થ ન થાત તે આ ઘરની અંદર સૌથી સારામાં સારી બેઠક આપની સેવામાં હાજર છે; અને તેમ ન થાય તો ઘણું મૂર્ખાઇ ભરેલું કહેવાય."

એના બે છોકરાઓએ મારો મેલો ડગલો કાઢી નાંખ્યો, અને મારી ટોપી પણ લેઇ લીધી, અને મારી ટાડ ઉરાડી નાંખવાને બનતો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓએ મારી આગતા સ્વાગતા એવી તો લાગણીથી કરી કે મારી આંખમાંથી હર્ષશોકાશ્રુ પડતાં ઘણીજ મુશ્કેલાઇથી હું અટકાવી શકયો. આ તેઓને માલૂમ પડયું, તેથી **બાર્નિ** (હું એને બીજા કોઇ પણ નામે નહીં બોલાવું) એ એમ ધાર્યું કે 'બેસિલની પોતાની વાત કરતા કરતાં કોઇ પણ સામાન્ય વિષયપર વાત કરવી એ સારૂં છે.' અને પોતાના છોકરાઓને પૂછ્યું કે "તમે આજનું વર્તમાનપત્ર વાંચ્યું છે? તેમાં શી નવાજુની છે?

હું મારા મનને બરોબર દબાવી શકયો અને બોલવાની શક્તિ બરોબર લાવી શકયો કે તરતજ, તેઓ સારી સ્થિતિમાં હતા તેને માટે મેં મુબારકબાદી આપી; અને પૂછ્યું "આવી સારી સ્થિતિએ તમે શી રીતે પ્હોંચ્યા"

**બાર્નીએ** કહ્યું કે "અમેરિકા આવવાને માટે હું નિકળ્યો તે પહેલાં અગર ત્યારથી કાંઈ પણ ભાગ્યસૂચક બનાવ બન્યો હોય તો તે એજ હતો કે તમારા જેવા સૂજ્ઞ પુરૂષ જે વહાણમાં હતા તેજ વહાણમાં હું અત્રે આવવાને બેઠો. જો તમે મને પ્રથમથીજ ઉગારી લીધો (મદદ કરી) ન હોત તો હું હમેશને માટે ગરીબ સ્થિતિમાંજ રહ્યો હોત; અને ઘણા વખત સૂધી બીજા લોકોના ધિક્કારનું કારણ થઇ પડયો હોત. પણ તમારી એ મદદ પછી સર્વ ઠીક થયું. ઇશ્વર તમારૂં ભલું-

કરે કે મારા બે છોકરા મારી પાસેથી લેઈ લેવામાં નહોતા આવ્યા. મારે માટે બન્ને છોકરા મારી સાથે મહેનત કરવા લાગ્યા, અને મનથી કે તનથી કોઇ પણ રીતે છૂટા પડ્યા શિવાય કામ કરતાજ ગયા. અમે જેટલા પૈસા કમાતા તેટલા પૈસા આ સુજ્ઞ સ્ત્રીને આપતા, અને પ્રથમ ઘણીજ કંજુસાઇથી ખર્ચ કરવા લાગ્યા. અમે પછીથી કોઇપણ તરેહનું વ્યસન કરવાના સોગન ખાધા. ડબ્લીનમાં એક કડીઆ પાસે હું મજૂરી કરતો હતો તેથી એ બાબત મને થોડી ઘણી માહિતી હતી; જેટલું હું જાણતો હતો તેટલાનો ઘણો સારો ઉપયોગ કરવા લાગ્યો, અને તેથી કોઇપણ બાબતમાં મને હરકત પડતી નહીં. હું કામ કરવા લાગ્યો, અને દિવસે દિવસે મને વધારે રોજ મળતો ગયો. મારા બન્ને છોકરાઓનું પણ તેમજ બન્યું. એકજણ લુહારનું થોડુંક કામ જાણતો હતો અને બીજો સુથારના કામમાં કાંઇક માહિતગાર થયેલો હતો. એકજણને કારખાનામાં પુષ્કળ કામ મળતું અને બીજાને ગોદીમાં વહાણનું કામ મળતું. તેથી સવારમાં કે સાંજે, વહેલા કે મોડા અમે હમેશાં કામમાંને કામમાંજ રહેતા. આ પ્રમાણે અમે એક વર્ષ સુધી ચલાવ્યું અને વર્ષ આખરે માલૂમ પડયું કે આ પ્રમાણે મળેલા રોજને લીધે હમારી સ્થિતિ ઘણી સારી થઈ હતી. ઘેર મારી સ્ત્રી કાંઇ સુસ્તીમાં બેસી રહેતી નહોતી. જ્યારે તે નાની હતી ત્યારે રાંધવાનું સારૂં શિખી હતી અને તે તેને બરોબર યાદ હતું. આ વિષયપર તેણે પોતાની ચતુરાઇ બતાવી. સારી રોટલીઓ વિગેરે કરીને તે વેચવા લાગી. ઘરાકો પુષ્કળ રોટલીઓ માટે આવવા લાગ્યાં અને તેથી રોટલીની ખૂબ ખપત થઇ. જ્યારે હું મુખ્ય કડિયો(મીસ્ત્રી)થયો, અને મારા તાબામાં થોડાંક માણસો આવ્યાં ત્યારે મેં ઉધડ રાખીને ઘર બાંધવા માંડયાં. એમ એકપછી એક ઘણાં જણનાં ઘર બાંધ્યાં ત્યારે મારે મારૂંજ ઘર બાંધવાનો વખત આવ્યો. મારા માણસોની મદદથી મેં મારૂં ઘર ચણ્યું. છોકરાઓ તેમના કામમાં પણ ઘણા પ્રવીણ થયા; અને ત્યારે તેઓ સારાં કપડાં પહેરતા તો કોઈ પણ એમની ચેષ્ટા કે અદેખાઇ કરતું નહીં;

કારણ કે 'તેઓએ પોતાની મહેનતથી ઉપાર્જીત કરીને તેમને પહેર્યાં હતાં. તેથી ટુંકામાં એટલું કે હુમે સારી સ્થિતિમાંથી વધારે સારી સ્થિતિમાં આવ્યા અને આખરે ઉત્કૃષ્ટ સ્થિતિમાં આવી પહોંચ્યા. જો અમને કોઇ પૂછે કે તમે દુનિયામાં આવી સારી સ્થિતિએ શી રીતે ચડી શક્યા તો મારા ખરા અન્તઃકરણથી એમજ કહેવાનું કે 'અમે કોઇ પણ દિવસ રાત્રે દારૂ પીને બીજે દિવસ નકામો ગાળ્યો નથી તેમજ જે કામ અમે આજ કરી શકીએ તે **કાલ** સૂધી **મુલતવી રાખ્યું** નથી.

જ્યારે એણે આ ટિકા કરી ત્યારે મને માલૂમ છે કે મેં નિસાસો નાંખ્યો. મેં નિસાસો નાંખ્યો તેના ઉત્તરમાંજ જાણે પોતે કેહેતો હોય તેમ ભલા બાર્નીએ કહ્યું કે "પણ જેઓ જન્મથીજ ગૃહસ્થ છે તેને માટે આ નથી; તેમજ જેણે કોઇ દિવસ કડિયાનું અગર સુથારનું કામ કર્યું નથી તેવા આદમીએ અમેરિકામાં આવીને અમારા જેવું ન કર્યું તેને માટે હું કાંઇ તેને અપમાન પહોંચાડતો નથી. સઘળી વાત જવા દઇને હું આપને સૂકો પાકો રોટલો વિગેરે જે કાંઈ હાજર હોય તે આપની સેવામાં રજુ કરૂં છું, તેથી એ છુટને માટે મને માફ કરશો. આજે અમે તમને ખાતા જોઈશું તેથી અમારે મન આ દિવસ ઘણાજ ઉત્સવનો થઇ પડશે. તેમજ આપની પાસે હું એટલું માગું છું કે હું બીજી કોઇ પણ રીતે આપની સેવા બજાવી શકું એમ હોય તો સૂખેથી ફરમાવશો."

મને ફરી ખાતરી છે કે આ વખતે આ ઉદાર માણસ પોતે મારૂં ઘડિયાળ તથા મારાં રમકડાં પાછાં આણી આપ્યાં હતાં તે ભૂલીજ ગયો હતો. પોતે મારાપર જે ઉપકાર કર્યો હતો તેને માટે મને આભાર માનવા ન દેતાં બીજું કોઇ પણ કામ હું તેને બતાવું એમ તે ઇચ્છતો હતો. જ્યારે એને માલૂમ પડયું કે હું અમેરિકામાંથી જવાનો છું ત્યારે એણે મને તરતજ પૂછયું કે તમારે કીયા વહાણમાં જવાનું છે. ખરૂં જોતાં હું એને જણાવતાં બીન્યો; કારણ કે મને ધાસ્તી હતી કે એ મારૂં ભાડું ભરવાનું માથે લેશે. તેથી મેં એ બા-

બત એને બરોબર જવાબ દીધો નહીં. પણ આ બાબત તેના મનમાં ઘોળાયાં કરતી હતી એમ મને પાછળથી ખબર પડી. હું કીયા વહાણુમાં ઉપડવાનોછું તે તેણે કેપટનને પૂછીને નક્કી કર્યું હતું; અને જ્યારે હું વહાણુપર ગયો ત્યારે મેં એને તથા એના બે છોકરાઓને ત્યાં જોયા. તેઓ મને વળાવાને આવ્યા હતા. અને ત્યાં ઘણીજ માયા દેખાડી. જ્યારે તે મારી રજા લેઇને ગયો ત્યારે મને ખબર પડી કે મારે નામે એ સ્ટેઇટ કેબીનમાં મને પસંદ પડે એવો સમુદ્રની સફરને લાયક કેટલોક ખોરાક મૂકી ગયો હતો.

પરોપકાર એ ઈશ્વરનો એક ખરેખરો આનંદદાતા દૂત છે. જ્યારે જ્યારે કોઇ પણ માણસ કાંઇપણ તરેહનો ઉપકાર કરેછે ત્યારે ત્યારે એનું મન એવું તો પ્રફુલ્લિત રહેછે કે જાણે હજારો રૂપિયાનો લાભ થયો હોય. પરોપકાર એ શબ્દજ મનને આનંદ પમાડે છે તો પછી જેઓએ એનો ઉપયોગ કર્યો હોય તેને પ્રફુલ્લિત કરે એમાં કાંઇ પણ નવાઈ નથી. સ્વાર્થ રહિત પરોપકાર જેટલો આનંદ આપે છે તેટલો સ્વાર્થી પરોપકાર આપતો નથી. અગર જો કે સ્વાર્થથી કરેલો પરોપકાર આ દુનિયાની અંદર ઘણું માન અપાવે છે તથા પ્રતિષ્ઠિત કરે છે તોપણ નિસ્સ્વાર્થી પરોપકારની તે તુલના કરી શકતો નથી. નિસ્વાર્થથી કરેલા પરોપકારનો બદલો ફક્ત ઇશ્વરને ત્યાં મળેછે એટલુંજ નહીં પરંતુ આ દુનિયામાં પણ લાભ મળે છે, મન સંતુષ્ટ થાય છે, અને કોઇ પણ દિવસ નાગા ભૂખ્યા રહેવું પડતું નથી. પૈસાદારથીજ પરોપકાર થાય એ તદન ખોટું છે કારણકે પરોપકાર તન, મન યા ધનથી થઇ શકેછે. માણસ ગમે તેટલો નિર્ધન હોય તોપણ તેની પાસેથી તન તથા મન જતાં રહેતાં નથી. તેથી દરેક મનુષ્યમાં જો દયાનો અંશ હોયતો તેઓ પરોપકાર કરી શકે છે; અને તેમ કરવાથી થતો લાભ તો જેઓએ પરોપકાર કરેલો છે તેઓજ જાણે છે. જયારે મેં આ બાર્નીને એના છોકરા હડફમાંથી છોડવવા મદદ કરી ત્યારે અગર જો કે મારી પાસે ઘણા જુજ પૈસા હતા અને મારી સ્ત્રી તથા છોકરાની સ્થિતિ શી થશે તે વારે વારે

યાદ આવતું હતું, તોપણ મારા મને તેમ કરવા ઘણો ઉશ્કેર્યો, અને તેમ થવાથી અંદર ઘણીજ શાન્તિ પસરી રહી. તેમજ જ્યારે મેં એને મદદ કરી ત્યારે મારા મનમાં એમ બીલકુલે નહોતું કે આજ સખ્સ પાસેથી મારે પણ મદદ લેવાનો વખત આવશે. આ વખતે મને ખરેખરૂં લાગ્યું તથા ઉપકારનો બદલો આવી સારી રીતે મળ્યો તેથી કેટલેક દરજ્જે મારૂં મન શાંતિ પામ્યું. પણ તરતજ હું ખીજ થયો; કારણ કે આ વખતે મને યાદ આવ્યું કે જ્યારે આજ **બાર્નિ** ઘુંટણીએ પડી આઇરિશ રીત પ્રમાણે મારો ઉપકાર માનતો હતો, ત્યારે તેને એકદમ ભૂંડો પાડી હું જતો રહ્યો હતો. તે વખતે મેં એમ નહોતુંજ ધાર્યું કે ફક્ત **બાર્નિ** અને એના બે છોકરાઓ અમેરિકા છોડતી વખતે મને મળવાને આવશે.

અમે અમારો દરિયાનો ખોરાક ખૂટાડ્યો પણ નહોતો તેટલામાં અમે ઈંગ્લાંડના કિનારાપર આવી પહોંચ્યા. અમે લિવરપુલ ઉતર્યા. અને જ્યારે હું એક ધર્મશાળાની કોટડીમાં મારી પાસે કેટલા પૈસા સિલિકછે તે, તથા તેનાથી લન્ડન પહોંચાશે કે નહીં, તે તપાસવા બેઠો ત્યારે મને જે દિલગીરી થઇ તે હું વર્ણવી શકતો નથી. થોડાક પૈસા તથા કાંઈક રૂપીઆ જોઈને હું બોલ્યો કે શું દુનિયાની અંદર મારી પાસે આટલુંજ છે? ત્રણ વર્ષ સૂધીની મારી જન્મભૂમિમાંથી ગેરહાજરીનું શું આજ ફળ? શું મારીસઘળી આશા અને બુદ્ધિનો અંત આવોજ જોઇએ? મારા છોકરા તથા સ્ત્રીનું શું થશે? મારે લ્યુસિને ગમે તેમ કરીને સમજાવવું જોઇએ કે જ્યાંસૂધી મારી પાસે પૈસા આવે નહિ ત્યાંસૂધી દુનિયાના સુખ અને જરૂરિયાતો માટે થોડાક દિવસ તું તારા સગાંને ઘેર રહી આવ. કારણ કે પૈસા વગર આપણું કોઈ સગું થવાનું નથી. દુનિયામાં તો "પૈસો મારો પરમેશ્વર" છે. પૈસાદાર આદમી અગર જો કે અભણ હશે, મૂર્ખ હશે, ગાંડો હશે, કે હલકા સ્વભાવનો હશે તોપણ લોકો વિદ્વાન્, ડાહ્યો, અને મોટા મનનો ગણશે, તેની મરજી ઉઠાવશે તથા વખાણ કરશે. પણ તેથી ઉલટું, જો નિર્ધન આદમી ગમે તેવો બુદ્ધિશાળી, ભણેલો અને સર્વ

ગુણસંપન્ન હશે તોપણ લોકો તેને ધિક્કારશે, મશ્કરીઓ કરશે અને દરેક વાતે હેરાન કરશે. પૈસાનો પ્રતાપજ એવો છે. "વસુવિના નર પશુ." માટે જ્યાંસૂધી મારી પાસે પૈસો આવે નહિ ત્યાં સૂધી તારે તારા સગાં સ્નેહી સાથે રહેવું. કારણ મારી નિર્ધન અવસ્થાને લીધે તારા જેવી સુજ્ઞ સ્ત્રીને સર્વ લોકોના તિરસ્કાર, ધિક્કાર અંગર દયાનું પાત્ર કરવી એ મને ઠીક લાગતું નથી; માટે તારે તો એમજ કરવું. ઘણા વખત સૂધી તેં મારી સાથે દુઃખ સહ્યુંછે તથા સારાની આશા રાખી તેં હમેશાં મારી મરજી બરોબર ઊઠાવીછે અને તેટલા માટે હવે તું ફરીથી દુઃખ જાણે નવેસરથી અનુભવે એ મને ઠીક લાગતું નથી. તેમજ જ્યારે તું મારી પાસેથી જશે ત્યારે તારી એમજ આપણા વહાલા છોકરાની ફિકર પણ મારે ઓછી થશે. માટે તારેતો જવુંજ." આવી રીતે એને કહેવાનો હું વિચાર કરવાનો હતો તેવામાં વળી પાછળથી સર્વ હકિકત યાદ આવી અને હૈયું ભરાઇ આવ્યું, આંખમાંથી આસું ડબડબ હાથમાંના વર્તમાન પત્રપર પડવા મંડયાં. એટલામાં ल्युसि અને મારો છોકરો બંન્ને અંદર આવવા લાગ્યાં; તેઓ મારાં આંસુ ન જોઈ શકે તેથી મેં ન્યુસપેપર ઉંચું કરીને મોં આડું ધર્યું અને શું વાંચુછું તે જાણ્યા વગર નીચેની જાહેર ખબર વાંચી.—

"જો મિ. બેસિલ અગર તેનો વારસ સેસિલસ્ટ્રીટ નંબર ૩૪ વાળા ઘરમાં મી. ગ્રેગરી વકિલને મળશે તો તે તેને કાંઇપણ લાભ કારક થઇ પડશે." હું તરતજ એકદમ ઝબકી ઉઠયો, મારા આંસુ ન્યુસપેપર પરથી તેમ આંખમાંથી લોહી નાંખ્યાં, અને ઘણીજ ખુશીથી વર્તમાન પત્ર લ્યુસિના હાથમાં મુકી જાહેર ખબર બતાવી. હું તરતજ લન્ડન જતી ગાડીમાં ભાડુ કરવા દોડી ગયો, અને બીજે દિવસે સવારે ઉપડવાનું ઠરાવી આવ્યો. આ વખતે મેં બીલકુલે મુલતવી રાખ્યું નહોતું! અને જ્યારે હું લન્ડનમાં આવ્યો ત્યારે એક મિનિટ પણ ન ગુમાવતાં તરતજ **મી. ગ્રેગરીને** ત્યાં ગયો.

જ્યારે હું એમને મળ્યો ત્યારે તેમણે મને જણાવ્યું કે " તમારો

" એક દૂરનો સગો ગુજરી ગયોછે, તે ઘણો કંજુસ હતો અને તેના એકઠા કરેલા સર્વ પૈસાનો વારસો તે તમને આપી ગયો છે; કારણ કે એના સર્વ સગાઓમાં ફક્ત તમેજ એને એક પાઈ સરખી પણ ખરચાવી નહોતી."

ઘણા માણસો પોતાના દુર્ભાગ્યને માટે ન્યાયથી ફરિયાદ કરે છે. પણ મારે કોઈ દિવસ તેમ બન્યું નથી; કારણ કે મારાપર જે વિપત્તિ વિગેરે આવી પડયાં તે ફક્ત મારી મૂર્ખાઈને લીધેજ. નશીબનો મારા તરફ અસાધારણ અનુગ્રહ હતો. મારા કોઈ પણ ખાસ ગુણ વિના (અને કદાચ એમ કહું કે **મુલતવી રાખવાની** કટેવને લીધેજ મને ફાયદો થયો તો ચાલે, કારણ કે એવા એક તવંગર સગાને હું એ કટેવને લીધેજ નહોતો મળી શકયો) નિર્ધનતાના અત્યન્ત દુઃખમાંથી એક મોટા ધનવાનની સમૃદ્ધિનો ધણી થયો.

શહેરના એક સારા ભાગમાં મેં એક સુંદર ઘર રાખ્યું. અને જે સ્ત્રી વિપત્તિમાં ધોરજ આપી મારા દુઃખની ભાગિયણ થઇ હતી તે સ્ત્રીની સાથે જે મોજશોખ અને સુખશાંતિ પૈસો આપી શકે તે સર્વ હું ભોગવવા લાગ્યો. મારી સ્ત્રી ને હું પૂર્ણ સુખ આપવા લાગ્યો. અને કોઇપણ બાબતે એનું મન ખાટું ન થાય એમ વર્તવા લાગ્યો. **ફિલાડેલ્ફિયામાં** હતો ત્યારે કલાકના કલાક જેમ એનાથી જુદા ગાળતો તેમ અત્રે કરતો નહોતો, પરંતુ ત્યાં તો હું એમ ધારતો હતો કે **મી. હડસન**ની મદદથી થોડા વખત પછી એને સુખી કરીશ. એ બાબતમાં નિષ્ફળ થયો તેથી આ જગોએ હું એને બમણું હેત તથા દરકાર બતાવા લાગ્યો. અને કોઇ પણ તરેહથી એના સુખમાં હાનિ ન પહોંચે તેની સંભાળ રાખવા મંડયો. પ્યાર અને ઉપકારથી મારૂં મન હમેશાં ભર્યુંજ રહેતુ તેથી એક તુંકારો સરખો પણ હું એને કરતો નહિ. ગરીબ સ્થિતિમાંથી એકદમ પૈસાદારની હરિફાઇ કરૂં એવી સ્થિતિમાં આવ્યાથી હું બીલકુલે ગર્વિષ્ટ બન્યો નહોતો. ઘણા લોકો આવી વખતે મદમાં છકી જાયછે. તથા પોતે શું બોલે છે તથા શું કરેછે તેનું ભાન પણ તેમને રહેતું નથી. દુનિયામાં પોતાના જેવું બી-

જાુ કોઇ છેજ નહિ એમ તેઓ ધારેછે તથા પોતે સર્વના શેઠજ બન્યા હોય એમ ધારી જમીનથી અદ્ધર ચાલેછે. પોતાનાં આડોશી પાડોશી, ચાકરનફર, સગાંવહાલાં વીગેરેની સાથે ઘણીજ તોછડાઈથી વર્તેછે. આવા મદમાં અન્ધ થએલા ઘણા જોવામાં આવેછે. તેમાં પણ જેઓ ગરીબ સ્થિતિમાંથી એકદમ ઉંચે દરજ્જે ચઢેલા હોય છે તેઓમાં એવા વધારે હોયછે. કારણ કે શેરના વાસણમાં પાંચ શેર ભરાવવા જઇએ તો તે છલકાયજ. ગરીબ સ્થિતિમાં છતાં પણ કોઇ કોઇ પુરૂષો મોટા મનના જોવામાં આવેછે; અને તેવા આદમિઓને તેનું ફળ મળ્યા વગર રહેતું નથી. જાણે પોતે જંન્મથીજ પૈસાદાર ને મોટા હોય તેમ તેઓ વર્તેછે, તથા પોતાના મનની મોટાઇ બતાવેછે. ઈશ્વરે મને આ ગુણની કાંઇક બક્ષિશ આપી હતી; તેથી ગરીબ પુરૂષો એકદમ તવંગર થતાં જે જે દોષના સેવક થઇ પડેછે તે તે દોષથી હું મૂક્તજ હતો. હું કોઇ પણ રીતે દુરાચારી કે ઉડાઉ થયો નહોતો. હું આ વખતે મારા દુઃખના મદદગાર **મિ. નન**ને ભૂલી ગયો નહોતો. મારે તેમનું જેટલું દેવું હતું તે સઘળું મેં ચૂકતે ચૂકતુ આપી દીધું, અને માયા તથા ઉપકાર બતાવવામાં કાંઇ પણ ખામી રાખી નહીં.

હવે હું એવી સ્થિતિમાં આવી પડ્યો હતો કે જેટલા સારા ગુણો હતા તેટલાજ કામમાં લાવવા પડતા અને મારી મોટામાં મોટી કટેવ કાંઈપણ મહત્વની નહોતી. ધંધાગરૂ માણસની માફક હવે મારે નિયમિત થવાની જરૂર નહોતી પડતી. કોઈ પણ ગમતના કામમાં ઢીલ કરતો તો તે ફક્ત નાનોજ દોષ ગણાતો; મારાં સગાં સ્નેહીઓ તેને માટે મને સહજ ઠપકો દેતાં, પણ તેથી મને કાંઈ પણ હાનિ થતી નહીં. વાતચિત કરવામાં મારી બુદ્ધિનાં વખાણ થતાં અને જો હું કાગળ લખવાનું **મુલતવી રાખતો** તો મારા વ્યવહારીઓ તેને માટે મને સભ્યરીતે ઠપકો દેતા. હજુ મેં મારી કટેવ છોડી દીધી નથી એ વાત હું બરોબર જાણતો હતો; પરન્તુ હવે મારામાં સૂધારો કરવાની કાંઇ જરૂર નથી તેમજ જેઓને હું અત્યન્ત ચહાઉંછું તેઓને માથે હું ભય આણી શકું એવું એકે કારણ નથી એ જાણીને હું ખૂશી થતો.

એક વર્ષ સૂધી હું ખરો સુખી રહ્યો, અને મારો વખત નકા-

તો નહોતો ગાળતો તેને માટે ફૂલાવા લાગ્યો; કારણ કે જ્યારે જ્યારે મને ફુરસદ મળતી ત્યારે ત્યારે હું સાવધાનપણે કેલવણી વિષેના, પ્રાચીન અગર અર્વાચીન, સર્વ ગ્રન્થ વાંચતો. આ ગ્રન્થોમાં જે કાંઈ ડહાપણ ભરેલું તથા વ્યવહારોપયોગી માલૂમ પડે તે ચૂંટી કહાડવાનું મેં નક્કી કર્યું હતું. એમ કરવાથી દરેક પુસ્તકની ખૂબીમાંથી એકઠું કરેલું જ્ઞાન મારા છોકરાના લાભ માટે એક મોટું સાધન થઈ પડશે એમ મેં ધાર્યું હતું. તે મારો એકનો એક છોકરો હતો; તે મારી સાથે અઢાર મહિના સૂધી કારાગૃહમાં રહ્યો હતો; મારી સ્ત્રીનું તે જીવતદાન હતો; અને તે રૂપ તથા ગુણમાં બરોબર મારા જેવોજ ગણાતો હતો. એને ઘણો ચહાવાને મારે કેટલાં કારણહતાં તે આ પરથીજ જણાશે. હું એ છોકરાને અત્યન્ત ચહાતો. તેનામાં ઘણીજ ચંચળતા દેખાતી, અને એની ઉમરના છોકરાઓમાં જેટલી બુદ્ધિ ધારી શકાય તેટલી બુદ્ધિ તેનામાં જોવામાં આવતી. મારા પિતાએ મારા નાનપણમાં મારે માટે દુનિયામાં ફતેહમંદ નિવડવાની જેવી આશાઓ બાંધી હતી તેવીજ ફતેહમંદ આશાઓ મેં એ છોકરા માટે બાંધી હતી. મેં નિશ્ચય કર્યો હતો કે મારે એની ચાલચલગતપર નજર રાખવી, અને મુખ્યત્વે કરીને જે કટેવ મારા નાશનું મૂળ થઈ પડી તે **મુલતવી રાખવાની** કટેવમાં એ ન પડે તેને માટે ખાસ ચોકશી રાખવા લાગ્યો.

એક દિવસે જ્યારે હું મારા એકાન્ત સ્થળમાં હતો અને મારા છોકરાને જે રીતની કેલવણી આપવાની હતી તે રીતપર લમણે હાથ મૂકીને વિચાર કરતો હતો, ત્યારે **લ્યુસિ** મારી પાસે આવી, અને કહેવા લાગી કે "પ્રિયતમ! મેં આપણા મિત્ર **મિ. નન** તરફથી હમણાંજ એક એવી ખબર સાંભળી છે કે તેથી મને ઘણોજ ભય લાગેછે. તમને માલૂમ છે કે નાના **હેરીને (મી. નનનો** છોકરો) આપણા બેસિલની સાથેજ શીતળા કઢાવ્યાં હતાં. **મિસિસ નને** તથા કુટુમ્બનાં બીજાં માણસોએ ધાર્યું કે એના શીતળા બરોબર ઉપડયા હતા તેથી કાંઇ હરકત નથી. પણ બે વર્ષ પછી, જે વખતે આપણે અમેરિકામાં હતાં તે વખતે, એને બળિયા નિકળ્યા અને મરણ પામ્યો. એનું ખરૂં કારણ તો એજ કે જે આદમીએ એને શીતળા કાઢયા હતા તે આદમી ઘણો

અજ્ઞાન હતો અને તેથી એનાં શીતળા કાઢેલાં બીજાં પણ બે ત્રણ છોકરાં મરી ગયાં. આ છોકરાં માટે એ એમજ કહેતો કે એમને કાંઇ હરકત નથી. ત્યારે આપણા છોકરાને કોઇ હોંશીઆર આદમી પાસે ફરીથી શીતળા કઢાવીએતો સારૂંકની!!

મેં કહ્યું "બેશક, આપણે નક્કી કઢાવીશું. પણ મારા ધારવા પ્રમાણે એને **ગૌશીતળા** કઢાવીએ તો વધારે સારૂં. શું કરવું તે મને સુઝતુ નથી; તોપણ હું આપણા ડાકટર સાહેબનો મત એ બાબત પૂછીશ. એ દાકતર સાહેબ આજ આપણે ત્યાં જમવા આવવાના છે." કંઇક એવો અકસ્માત્ બન્યો કે તે મને તે દિવસે મળી શક્યા નહિ; બીજે દિવસે 'હું એમને એ બાબત લખીશ' એમ મેં ધાર્યું; પણ પછીથી **મુલતવી રાખ્યા કીધું. લ્યુસિ** વળી ફરીથી મારી પાસે આવી અને કહેવા લાગી કે "પ્યારા તમે આપણા છોકરા માટે શું કરવું તેને માટે ડાકતરને પૂછ્યા પછી નિર્ણય કરવાનું કહ્યું હતું તેનું શું કર્યું? યાદ છે કે ભૂલી ગયા?"

મેં કહ્યું "પ્રિયા મને બરોબર યાદ છે. મારો વિચાર **ગૌશીતળા** કઢાવવા તરફ વધારેછે. મારા મિત્ર **મી. કે.** એ પોતાનાં બધાં છોકરાંને બળિયા કઢાવ્યા છે અને તેની અસર શી થાય છે તે જોઇને પછી નક્કી કરીશું."

મારી સ્ત્રીએ કહ્યું કે "હવે વધારે વાર રાહ જોશો નહીં; કારણ કે કલાકે કલાકે અને મિનિટે મિનિટે મને ભય લાગે છે કે હમણાં એને બળિયા નિકળશે."

મેં કહ્યું કે "ખરૂં જોવા જઇએ તો ત્રણ વર્ષ સૂધી આપણે એ ભય રાખ્યાજ કીધો છે અને ત્રણ વર્ષ સૂધી બચી ગયા છીએ. મને માલૂમ છે કે આપણા પુત્રને બળિયા નિકળી ગયા છે એટલે કાંઇ હરકત જેવું નથી."

મારી સ્ત્રીએ કહ્યું કે" **મિ. નન** તથા **મિસિસ નને** પણ એમજ ધાર્યું હતું; પણ પરિણામ શું થયું તે તમે જાણોજછો. તમને યાદ હશે કે જે આદમીએ **મિ. નનના** છોકરાને શીતળા કાઢ્યા હતા તેણેજ આપણા પુત્રને પણ કાઢ્યા છે. જ્યારથી **મિ. નને** આ બાબત

વિષે મારી સાથે વાત કરી ત્યારથી હું માસ્તર બેસિલને કદી બ્હાર લેઇ જતી નથી, અને કદી ફરવા પણ લેઇ જતી નથી; અને કદાચ ફરવા લઇ જાઉં, કોઇ દુકાને લેઈ જાઉં, કે ગાડીમાં બેસારીને બહાર જાઉં તો મને એને માટે ઘણો ભય રહેછે. કાલેજ એક બઇરી એક છોકરૂં લઇને ગાડી પાસે આવી. તેના છોકરાના મોંપર ખીલ નિકળેલા હતા. મેં ધાર્યું કે એ બળિયા છે, તેથી હું એટલી બધી તો બીકને લીધે સ્તબ્ધ થઇ ગઈ કે ગાડીનો પડદો પણ નાંખી શકી નહીં. આપણો છોકરો એ છોકરાને બે પૈસા ગાડીમાંથી હાથ બહાર કાઢીને આપતો હતો. અરે કદાચ એ છોકરાને બળિયા હોતતો શીવલે થાત !!

મેં કહ્યું "પ્રિયા તું એકદમ આમ ગભરાઇ ના જા; આપણા છોકરાને **કાલે** ગૌશિતળા કઢાવીશું"

લ્યુસિએ કહ્યું "નહીં પ્યારા **કાલ** સૂધી **મુલતવી ના રાખો.** એને આજને આજજ કઢાવો."

મેં કહ્યું કે, "પ્રિયા એ બાબત સર્વ ચિન્તા તું તારા મનમાંથી કાઢી નાંખ; બનતા સૂધી એને આજને આજ ગૌશિતળા કઢાવીશું. તું જાણેછેજ કે જેટલો તું એને ચાહેછે તેટલો હું પણ ચાહુંછું; અને એને માટે તને જેટલી ફિકર છે તેટલીજ મને છે."

**લ્યુસિએ** કહ્યું કે "પ્રિયતમ એ બાબત હું સારી પેઠે જાણું છું. હું એમ નથી કહેતી કે તમને એ મારા કરતાં ઓછો વહાલો છે, અને કદાચ તમને એમ લાગ્યું હોય તો એ બાબત મને માફ કરશો. પણ તમે નક્કી કર્યુંછે કે એને ગૌશિતળાજ કઢાવવા તો ચાલો આપણે અત્યારે સરજનને બોલાવવા મોકલીએ, અને કઢાવીએ; એટલે એ માટેનો સઘળો ઉગાટ મટી જાય."

તે ચાકરને બોલાવવાની તૈયારી કરવા લાગી, પણ મેં એને અટકાવીને કહ્યું કે "હમણાં ચાકરને બોલાવવાથી ફાયદો નથી; કારણ કે બંને આદમી બહાર ગયાછે. મેં એક જણને પુસ્તકાલયમાં કેલવણીનો નિબંધ લેવા મોકલ્યો છે અને બીજાને છોકરા માટે રમકડાં લેવાને રમકડાંવાળાની દુકાને મોકલ્યો છે."

લ્યુસિએ કહ્યું કે "જો એમજ હોય તો હું જાતે જઇને સ-

રજનને બોલાવી લાવીશ."

મે કહ્યું "નહીં પ્રિયા, પ્રથમ મારે મી. કે—નાં છોકરાં જોવાં જોઇએ હું હમણાંજ બહાર જાઉંછું. અને તેમને જઇને અત્રે તેડી લાવીશ. તેમનાં છોકરાં ઘણાં તન્દુરસ્ત છે તેથી તેમનોજ ચેપ લેઇને બળિયા મારે હાથેજ કહાડીશ." લ્યુસિ મારૂં કહેવું સાંભળી ચૂપ રહી.

એણે મારી સાથે જે જે દાખલાદલીલો તથા સલાહયુક્ત શબ્દો વાપર્યા તે સઘળા આપની સમક્ષ મૂકી તેને ન્યાય આપવાથી મને ખેદ યુક્ત આનંદ થાય છે. મારે કહેવુંજ જોઈએ કે એનો દોષ બિલકુલે કાઢવાનો નહોતો. એકલો હુંજ દોષિત છું. ફકત મારેજ સઘળું ખમવું જોઇએ. સર્વ ભાગ્યેજ માનશે (હાલ હું પણ ભાગ્યેજ માની શકુંછું) કે લ્યુસિના આટલા કહ્યા છતાં પણ મેં બે કલાકની ઢીલ કરી અને મારા જતાં પહેલાં મિ. રોઓના એમાઇલિયસ નામના પુસ્તકમાંથી ટાંચણ કાઢયું. ત્યાર પછી જ્યારે હું મી. કે–ને ત્યાં ગયો ત્યારે સઘળાં છોકરાં બહાર હવા ખાવાને માટે ગયાં હતાં, અને તેથી તેઓ મને મળી શકયાં નહીં. એક ઘડીમાં શું થાયછે તે માણસ જાણી શકતો નથી. દુનિયામાં મોટામાં મોટી ઉથલપાથલો એક ઘડીમાંજ થાયછે, અને તેનું પરિણામ પ્રથમથી કોઈ કળી શકતું નથી. માણસ ઘડીમાં સાજાનો માંદો થઇ જાય, અગર માંદાનો સાજો થઇ જાય, સુખીયો માણસ ઘડીમાં દુઃખી અને દુઃખીયો માણસ ઘડીમાં સુખી થઇ જાય છે! ફકત બે કલાકની **ઢીલ કરવાથી** એ છોકરાંઓ મને ન મળી શકયાં, અને તેથી મારા છોકરાને બળિયા કાઢવાનું મેં બીજા દિવસ સૂધી **મુલતવી રાખ્યું**!

બીજે દીવસે એક ગાડીવાન મારે ત્યાં નોકર રહેવાને આવ્યો. મારો છોકરો ઓરડામાં આમ તેમ ફરતો હતો, અને તે રમતો રમતો તે આદમીની પાસે ગયો, અને જ્યારે હું ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો ત્યારે તે ગાડીવાનના બટનપર એક શિકારીકુતરો ચિતરેલો હતો તેને તે જોવા લાગ્યો. મેં તે ગાડીવાનને ઘણા સવાલો પૂછ્યા, અને કેટલીકવાર સૂધી મેં એને ત્યાં અગાડી ઉભો રાખ્યો. જ્યારે મેં એને મારે ત્યાં રાખવાનું કબૂલ કર્યું ત્યારે તેણે કહ્યું કે "આવતા અ-

અઠવાડિયા શિવાય હું તમારે ત્યાં રહેવા નહીં આવી શકું; કારણ કે મારા છોકરાને બળિયા નિકળેલા છે."

આ શબ્દો તીરની માફક મારા કાળજામાં ભોંકાઈ ગયા. હવે પછી શું બનશે તેનો ભય ભરેલો ચિતાર મારી આંખ આગળ ભમવા લાગ્યો. હું એકદમ મારી ખુરશી ઉપરથી ચમકી ઉઠ્યો: અને સખ્ત ધમકી આપીને તે ગાડીવાનને કાઢી મૂક્યો. મારો ગરિબ છોકરો મારી પાછળ પાછળ આવ્યો અને મને શાન્ત કરવા માટે મારો ડગલો ખેંચવા લાગ્યો. મેં એને તરતજ મારા હાથમાં તેડી લીધો. તે વખત હું એને બચી સરખી પણ ન કરી શક્યો; કારણ કે મારા મનમાં એમ આવ્યું કે હું એનો ઘાતકછું. મેં એને તરતજ નીચે મૂક્યો. ખરેખર હું એટલો બધો ધ્રુજવા લાગ્યો કે મારાથી એને તેડી શકાયુંજ નહીં. મારો છોકરો એની મા પાસે દોડી ગયો.

હું આ વિષયપર વધારે વિવેચન કરી શકતો નથી. મારો છોકરો બીજેજ દિવસે માંદો પડ્યો, અને બીજા અઠવાડિયામાં એની માના ખોળામાંજ ગુજરી ગયો !!!

અમારા લગ્ન પછી જે જે દુઃખદરિયા ઓળંગવાની મારી સ્ત્રીને જરૂર પડી હતી તેને લીધે તેની તન્દુરસ્તીને ઘણો ધોકો લાગ્યો હતો. તેના પિતાની અપ્રીતિ, તેના સઘળા મિત્રોનો વિરહ, મારૂં કેદ પડવું, અને તેના એકના એક છોકરાનું મરણ એ એની દૃઢતાને થકવી નાંખે એવાં હતાં. આ બાબત તેણે મારાથી છાની રાખવાનો પ્રયત્ન કર્યો. પણ મને માલૂમ પડ્યું કે દહાડે દહાડે તેની તન્દુરસ્તી બગડતી જતી હતી. તેને [1]ગામડામાં રહેવાનો બહુ શોખ હતો. અને મારૂં મુખ્ય કામ હવે એ હતું કે ગમે તે પ્રકારે મારે મારી સ્ત્રીને ખૂશી રાખવી; તેથી મેં શહેરમાંનું મારૂં ઘર વેચી દઇ ગામડામાં જઇ રહેવાનું નક્કી કર્યું. તેના માતપિતાની પડોશમાં એક સુંદર મકાન વેચવાનું હતું. આ મકાનને માટે લ્યુસિ વારે વારે મારે મોંડે ખૂશીથી વાત કરતી. મેં તે ઘર લેવાનો નિશ્ચય કર્યો. વળી આમ કરવામાં એક બીજો પણ હેતુ હતો. અમારા ત્યાં રહેવા જવાથી તેના સગાં

૧ જ્યાં હવાપાણી સ્વચ્છ હોય ત્યાં.

સ્નેહીઓનું મન બદલાશે અને ફરીથી હળીમળીને ચાલશે એમ હું ધારતો હતો. તેની મા વારે વારે કાગળ લખતી તે પરથી જણાતું હતું કે મને પુષ્કળ પૈસા મળ્યા તેથી તેનું મન મારા તરફ વળ્યું હતું. પોતાનાં માતાપિતાની પડોશમાં જઇ રહેવાનું સાંભળ્યાથી તે ખૂશી થઇ અને તે હશી, એ જોઇ મને અત્યાનંદ વ્યાપી રહ્યો. સ્વાભાવિક રીતેજ હું ભોળામનનો હતો તેથી મારા મનમાં આશા પ્રદીપ્ત થઇ. મેં એમ ધાર્યું કે ઇશ્વર કરશે તો હવે વળી ફરીથી સુખી થઇશું, મારી લ્યુસિ તેની તન્દુરસ્તી તથા મનની શાન્તિ પાછી મેળવશે, અને ઇશ્વરેછાથી વળી ફરીથી એને પુત્ર પ્રાપ્તિ થશે.

ગામડામાં રહેવા જવાના ઘરનું ખત કરવામાં મેં બીલકુલે વખત ખોયો નહીં. શહેરમાંના મારા ભભકાદાર ઘરનો ખરીદદાર મને તુરતજ મળી આવ્યો. પણ મારી ઊંધી મતિએ મારાપર અમલ કર્યો. મારા ઘરનો વિમો નવેસરથી કરાવવાનું મેં **મુલતવી રાખ્યું**. ઘર સ્વાધીન કરી દેવાના ફકત આઠ દિવસ બાકી હતા ત્યારે મધ્ય રાત્રે મારા ચાકરની કોટડીમાંથી લાય લાગી, અને ગમે તેટલી મદદ કરી તે છતાં પણ સઘળુ ઘર બળીને ભસ્મ થઈ ગયું. મેં મારી સ્રીને બહાર આણી. તે મુર્છિત થએલી હતી. એક સારી જગોએ એને મૂકીને હું એક પોટલી ખોળવા ગયો. કારણ કે એની અંદર ગામડામાં ઘર લેવાનું હતું તેના પૈસાનાં નોટ હતાં. પણ કાંતો આ પોટલી કોઈ ચોર માણસ ઘરમાં પેશીને લેઇ ગયો કે તે બળી ગઇ તે કાંઈ હું નિશ્ચય કરી શકતો નથી!! દુનિયામાં મારા જેવો દુઃખી ભાગ્યેજ જોવામાં આવ્યો હશે. ખરૂં પૂછો તો તે સઘળું દુઃખ મારી મૂર્ખાઈને લીધેજ પડયું છે.



## प्रकरण ८ मुं.

## લાંબા વખતથી ઘર કરી રહેલી કટેવને અટકાવવાને કરેલા સર્વ પ્રયત્ન મિથ્યાજ છે.

મારી સ્રીને બેભાન થઇગયેલી હું મૂકીને આવ્યો હતો. તેથી

તરતજ તેની પાસે ગયો અને પાણિ વિગેરે છાંટીને ભાનમાં આણવા લાગ્યો. આશરે બે કલાક સુધી આવી ગડમથલ કરી ત્યારે તેને ભાન આવ્યું. ભાન આવ્યું પણ તે બાવરી બની ગઇ હતી. પોતાની આસપાસ શું બનેછે તેનું પણ ભાન નહોતું, તથા વિચારમાંને વિચારમાં એટલી તો શૂન્યમૂન્ય થઇ ગઇ હતી કે એકે શબ્દ બોલતી નહોતી. મારામાં જેટલી શક્તિ હતી તે સઘળી વાપરી હું એને શાન્ત કરવા મંડયો. આપણા સઘળાં નોટ જતાં રહ્યાં તે મેં તેને આ વખતે જણાવ્યું નહોતું. કારણ કે જો એમ મેં કર્યું હોત તો ફરીથી એ બેભાન થાત. શુદ્ધિમાં આવ્યા પછી મેં એને ઘણીજ ધીરજ આપી ત્યારે કાંઇક ભાગાતૂટા શબ્દો બોલવા મંડી. મારૂં સઘળું ઘર બળી ગયું હતું તેથી હું ત્યાં રહી શકું એમ નહોતું. અમારે રાત્રિ ક્યાં ગાળવી તથા નવી ગોઠવણ થતા સૂધી ક્યાં રહેવું તેનો હું વિચાર કરતો હતો તેટલામાં મિ. નન મને ખોળતા ખોળતા આવ્યા અને અમને બન્નેને ધીરજ આપી, પોતાને ત્યાં લેઇ ગયા. વળી મારા મનમાં આ વખતે ઉપકારવૃત્તિ ઉત્પન્ન થઇ. અગર જો કે પ્રથમ જે વખતે અમને છૂટાં કર્યાં ત્યારે કાંઇ પણ ગાઢી ઓળખાણ વગરજ કર્યાં હતાં, પણ આ વખતે જે એમણે સાહ્ય કરી તે ફકત મિત્રતાના હકમાંજ. આવો નિસ્સ્વાર્થી મિત્ર મને મળ્યો એ જોઈ મને એકરીતેઆનંદ થયો.

અમે સર્વે મિ. નનને ત્યાં ગયાં. ઘરસંબંધી કાંઈ પણ વાત ન કહાડતાં જે જે વિષયોથી લ્યુસિને ચેન પડે તેવા વિષયો ઉકેલવા મંડયા. આથી લ્યુસિનું દુ:ખ ઘણે ભાગે ઓછુંથતું હોય એમ જણાયુ. મિસિસ નન પણ લ્યુસિને માટે ઘણી કાળજી રાખવા મંડયાં. જ્યાં સૂધી અમારા ઘર સંબંધી કાંઈ નક્કી ન થાય ત્યાં સૂધી મારે મિ. નનને ત્યાં રહેવાની જરૂર પડી. મારૂં ઘર તથા નોટ બળી ગયાં હતાં તેથી હું તરતજ ગામડામાં ઘર લઇ શકું તેમ નહોતું, કારણ કે ઘર વેચ્યાથી જે પૈસા આવવાના હતા તે પૈસા પણ હવે મળે તેમ નહોતું. ફકત જમીન બાકી રહી હતી. તેના જે પૈસા મળે તેમાંથી તથા થોડાક લોકોમાં ધીર્યા હતા તેમાંથીજ મારે મારૂં ગુજરાન ચલાવવાનું હતું. એક ઘડીમાં હું આવો દુ:ખિયારો થઈ ગયો એ મને ઘણું

લાગ્યું. થોડાક કલાકપર હું મોટો. શેઠીઓ હતો તે મારી મુલતવી રાખવાની કટેવને લીધેજ ગરીબ સ્થિતિમાં પાછો આવી પડ્યો! મેં વિમો ઉતરાવવાનું મુલતવી ન રાખ્યું હોત તો શું મારી આવી સ્થિતિ થાત?! કદી નહીં. પરન્તુ **इश्वरेच्छाबलीयसी** એમ ધારીનેજ મન વાળવું પડેછે. કારણ કે ગઈ વસ્તુ તે ગઈજ. તે જેમ કાંઇ પાછી આવવાની નથી, તેમજ થયું તે કાંઇ ન થયું થવાનું નથી.

જ્યારે હું મિ. નનને ત્યાં હતો ત્યારે લ્યુસિને એને ઘેરથી બોલાવવા આવ્યું. અગર જો કે પ્રથમની માફકજ તેઓનું મન મારા તરફથી ઊંચું હતું તોપણ આ વખતે તેઓને મારી દયા આવવા લાગી. પણ તેઓએ ફકત લ્યુસિનેજ લેઇ જવાનું અને મને એકલો અત્રે મૂકવાનું કહ્યું. લ્યુસિનું શરીર ગમે તેટલું હડી ગયું હતું અને અમુક વખત સુખશાંતિમાં ગાળવો એ તેની તન્દુરસ્તી માટે અવસ્યનું હતું તોપણ તેણે આવી દરખાસ્તને ધિક્કારી કાઢી. તેઓને જણાવ્યું કે 'જો તમે હવે પછીથી મને કોઇપણ દિવસ આવું કહેશો તો હું તમારૂં મોં પણ જોવાની નથી. મેં એમને મારૂં તન, મન તથા ધન સર્વે અર્પણ કર્યુંછે, તે હવે કાંઇ ન કર્યું થવાનું નથી. જ્યાં એમનું થુંક પડશે ત્યાં મારૂં લોહી પડશે. હું ફક્ત એમના સુખનીજ સાથી બનવાની નથી, પરંતુ દુઃખમાં પણ ભાગ લેઈશ. અમે તે પ્રકારે એમનું મન ખૂશી રાખવાને હું પ્રયત્ન કરીશ, અને જેમ બને તેમ એમને સુખ મળે તેમ કરવાનું મારૂં સૌથી પહેલામાં પહેલું કામ ધારીશ. માટે તમે ગમે તેટલું કહો, સમજાવો, કે બરબડો પણ તે સઘળું ધૂળપર લીંપણની માફક થશે. જ્યારે ખરા દુઃખના વખતે હું એમને તજીને જતી રહું ત્યારે સ્ત્રી જે રણદ્રીપ સરખી કહેવાય છે તે શેની કહેવાય. માટે એ બાબત મૂકી દેઇને બીજી જે બાબત વિષે તમારે વાત કરવી હોય તે કરો." એની મા વિગેરે એ એને ઘણી ઘણી પ્રકારે મને છોડવાને સમજાવ્યું, તથા એણે જે જે કહ્યું તેના સામા દાખલાદલીલો આપ્યાં, પણ લ્યુસિ દ્રોણાચળની માફક દ્દઢજ રહી. અગર જો કે તેની તંદુરસ્તિ દિવસે દિવસે બગડતી જતી હતી તોપણ એના સગાંઓએ જે જે લાલચો બતાવી તેમાંની કોઇથી

પણ એનું મન ન લલચાતાં એ દૃઢજ રહી; તેથી જાણે એનું સર્વ દુઃખ જતું રહ્યું હોય અને એના મનપરથી જાણે હજારો મણનો બોજો ઉપાડી લીધો હોય, તેવી રીતે એનું મન હલકુ તથા નિર્મળ થઈ ગયું, તથા પ્રીતિનું ઝરણ ઘણા જોસથી વહેવા લાગ્યું. એણે તો આખરે ઘણીજ દૃઢતાથી ત્યાં જવાની માથામાં વાગે તેવી નાપાડી. એની માને ઘણું ખોટું લાગ્યું તોપણ તેણે તેની દરકાર કરી નહીં, કારણ કે તે મને સર્વથી ઘણોજ વહાલો ગણતી હતી. જ્યારે એની મા વિગેરે કાંઇ બીજા કામમાં ગૂંથાયાં હતાં ત્યારે હું એને એકાંતમાં મળ્યો, તથા કહેવા લાગ્યો કે "આપણે અમેરિકા ગયાં તે પહેલાં જેમ તું થોડાક દિવસ તારા પિયરમાં ગાળી આવી હતી તેવી રીતે થોડાક દિવસ માટે ત્યાં જા. આપણી પાસેના પૈસા (મનમાં ગભરાતી નહી કારણ કે ઇશ્વરેચ્છા આગળ કોઇનું કાંઇ ચાલતું નથી) સઘળા થઇ રહ્યાછે તેથી તારી માની પડોશમાં હાલમાં રહેવા જઈએ તેમ નથી. તેમજ તારૂં શરીર પણ હઠતું જાયછે, અને આપણે બન્નેને બીજાને ત્યાં રહેવું પડે છે. આથી આપણને દુપટ લાભ થશે. એક તો તેં તારાં માતાપિતાનું મન રાખી આજ્ઞા ન લોપી તેમ કહેવાશે, અને બીજું મારે મારા એકલાની ફિકર રહી તેથી ગમે ત્યાં માથુ મારી મારૂં ઠેકાણું પાડી દેઈશ, ઘર સંબંધી નક્કી કરીશ, અને તરતજ તને પાછી બોલાવી લેઇશ. માટે સૌથી સૌરામાં સારો અને સરળમાં સરળ રસ્તો તો એજછે કે તારે થોડાક દિવસ તારી માને ત્યાં રહી આવવું." આ ભલામણથી તેણે પોતાને પિયર જવાનો ઠરાવ કર્યો, અને જ્યારે તેની મા આવી ત્યારે પેરે પેરે ત્યાં જવાનું ઠરાવ્યું, પણ એવી સરતથી કે એની મરજી પડે ત્યારે અત્રે પાછી આવે. બે ચાર દિવસ લન્ડનમાં રહી તેઓ સર્વ લ્યુસિને લેઇને ગયાં.

મારે હવે મારા ઘર સબંધી સર્વ ગોઠવણ કરવાની હતી. અગર જો કે મિ. નનને ત્યાં હું ભારે પડું તેમ નહોતું તોપણ વધારે દિવસ ત્યાં રહેવું મને પસંદ નહોતું. માટે બનતી ત્વરાથી ઘરથાર વેચી દેવાની મેં ગોઠવણ કરી. આને માટે એક ખરીદદાર મને મળી આવ્યો, અને ખત કરીને મેં ઘરથાર વેચી દીધી. આના પૈસા ઘણા-

નહોતા આવ્યા પણ સાધારણ રીતે ઠીક હતા. આ પૈસામાંથી મેં એક ઘર ભાડે રાખ્યું. અને **મિ.** નન તથા **મિસિસ** નનની રજા લેઇને હું ત્યાં રહેવા ગયો. કાંઇ પણ બરોબર નક્કી થયા વિના **લ્યુસિને** બોલાવી લેવાનું મેં ઠીક ધાર્યું નહિ. મારા મનમાં હતું કે કોઇપણ ધંધે વળગી એમાં માર્ગે પડીશ એટલે એને બોલાવીશ. હું અત્રે એકલો હતો અને તે પ્રમાણેજ ખર્ચ ચલાવી શકું તેમ હતું. વારે વારે હું **મિ.** નનને ત્યાં મળવા જતો. અને એનો મત પણ પૂછતો કે મારે હવે કિયે ધંધે વળગવું. **મિ.** નને મને કોઇએક ખાતામાં નોકર રહેવાની ભલામણ કરી હતી અને તેમ થાય તો મારી પણ હા હતી. તેથી મિ. નન હમેશાં મારે માટે પ્રયત્નમાં રહેતા.

દરેક સ્થિતિના માણસોને મિત્રો આવી મળેછે. ફિલાડેલ્ફિયામાં મને જેવા મિત્રો મળ્યા હતા તેથી કાંઇ સારા મિત્રો મારે અત્રે પણ થયા. તેઓ મારી પાસે સાંજ સવાર આવતા અને અમે સર્વ ગમત કરતા. આ મિત્રો કોઈપણ ધંધે વળગેલા હતા. અને તેઓને ફુરસદ મળતી ત્યારે મારે ત્યાં સઘળા એકઠા થતા. જ્યારથી મારી પાસે મારા સગાની મિલકત આવી હતી ત્યારથીજ મેં અલફાઉ ખર્ચ કાઢી નાંખ્યું હતું, સઘળી તરેહના વ્યસનથી દૂર રહ્યો હતો, અને દુરાચારિ પણ થયો નહોતો. આને લીધે આ સ્થિતિમાં મને ઘણોજ ફાયદો થયો. અગર જો કે મારા મિત્રોમાંના કેટલાક મિતાહારથી વ્યસન કરતા તોપણ મારી પ્રકૃતિ જાણી રહેલા તેથી મારે ત્યાં તે સબંધી નામ પણ લેતા નહિ. અને આટલા માટેજ મારી પાસે જુજ રકમ હતી તોપણ મારૂં કામ સારી રીતે નભી શકતું. મારા પ્રથમનો મિત્રો આ વખતે મારાથી બદલાઇ ગયા નહોતા. તેઓ પણ મારે ત્યાં વખતો વખત આવતા. અને મારી સ્થિતિમાં આમ એકાએક ફેરફાર થઈ ગયો તેને માટે મારી તરફ અનુકંપાથી જોતા તેમ મારૂં કોઇ પણ તરેહથી હિત થાય તેવા વિચારોમાં અહર્નિશ મંડ્યા રહેતા. ઘણીવાર એ લોકો મને એમને ત્યાં ભોજન કરવાનું પણ કહેતા. આ સર્વ કારણોથી મારૂં દુ:ખ ઘણા ભાગે ઓછું થઇ ગયેલું મને માલૂમ પડતું હતુ.

**મિ.** નને ખુશ્કી ખાતામાં મારે માટે નોકરી ખોળી કાઢી હતી.

તેના ઉપરી તરફ મિ. નને જબરી ભલામણ કરી હતી; અને તેથી તે મને આપવાને માટે તેણે કબૂલ કર્યું હતું. આ જગો ઘણી સારી તથા વગર મહેનતની હતી અને પગાર પણ માન ભરેલો હતો. મિ. નને મારી પાસે અરજી લખાવી અને તે અરજી જાતે લેઇ જઇ તે ખાતાના વડાને આપી, અને પોતાની સાથેજ હુકમ લેતા આવ્યા. આ હુકમ વાંચી મને અત્યંત હર્ષ થયો. તથા હવે હું તથા લ્યુસિ બન્ને સાથે ફરીથી સુખ શાન્તિમાં રહીશું એમ ધારીને મારૂં મન ઘણું પ્રફુલ્લિત થયું. પરંતુ તરતજ પાછો ઉદાશ થઇ ગયો, કારણ કે મને સાંભરી આવ્યું કે હવે મારે નિયમિત થવું પડશે, અને પારકાની તાબેદારી ઉઠાવવાને મારૂં મન ઘણુંજ રીઢું કરવું પડશે. બીજાની આજીજી, વખાણ તથા સ્તુતિ કરવી પડશે, કારણ કે પારકી નોકરી કરવી તે મગજમાં મગરૂરી રાખ્યાથી થતી નથી. આવી સ્થિતિમાં 'કોઇની તમા ન રાખે' એવો પુરૂષ ઘણા ખત્તા ખાય છે, તથા ઘણાં સંકટ ભોગવેછે. મારે માથે આવું કામ આવી પડયું તેથી હું મનમાં ઘણો ખીન્ન થયો; પણ એકે ધંધે વળગ્યા વગર મારો છૂટકો થાય તેમ નહોતુ. માટે મનથી નિશ્ચય કર્યો કે આ બ્હાને પણ મારાથી મારી કટેવ છોડાશે અને તેથી મને ઘણો ફાયદો થશે. આમ ધારીને મન વાળ્યું.

લ્યુસિને તરતજ બોલાવવી કે નહીં તેને માટે મેં મનમાં થોડી ઘણી ગડભાંગ કરી. પણ પાછળથી એમજ નક્કી કર્યું કે લ્યુસિને તો અત્રે બોલાવવીજ, અને મારે એને પૂરતું સુખ આપવું; તથા અત્રેના ડાક્તર વિગેરેને બતાવી ગમે તેમ કરીને એ પાછી હતી તેવી તંદુરસ્ત થાય તેવું કરવું. આ પછી મેં એને નિચે પ્રમાણે કાગળ લખ્યો:—

**પ્રાણવલ્લભા હૃદયહારી પ્રેમમૂર્તિ લ્યુસિ!**

થોડા વખતપર આવેલો તારો માયાળુ પત્ર મેં વાંચ્યો છે. પ્રિયા! પ્રીતિની રીતિ ન્યારીજછે. જેઓએ પ્રીતિનું ખરૂં સુખ અનુભવ્યું છે તેજ પ્રીતિ શું ચીજ છે તે જાણેછે. અગર જો કે મેં જાતેજ તને ત્યાં જવાની રજા આપી હતી પરંતુ હમેશાં મારી ગ-

તિ અત્રે શી થાયછે તેતો ઈશ્વરજ જાણેછે. એમ ન ધારતી કે હું તને ભૂલી ગયો હતો. તારી સુંદર, પવિત્ર, પ્રેમાળ, માયાળુ અને હર્ષદાતા મૂર્તિ મારા આગળ હમેશાં ફર્યાજ કરેછે અને જ્યારે જ્યારે તું મને સાંભરી આવેછે ત્યારે ત્યારે મારી આંખમાંથી આંસું પડયા વગર રહેતાં નથી. તારા ગયા પછી થોડાજ દિવસમાં મેં તને બોલાવી લીધી હોત; પણ પૈસા સંબંધી હરકતને લીધે તારા જેવી સુજ્ઞ સ્ત્રીને મારાથી દૂર રહેવાની જરૂર પાડી. હું કબુલ કરૂંછું કે તારા જેવી પતિનું સુખજ ઇચ્છનારી સ્ત્રીને જેટલું સુખ આપવું જોઇએ તેટલું સુખ હું તને એકે દિવસ આપી શકતો નથી. તેને માટે મારા મનમાં ઘણુંએ લાગેછે. પણ ઇશ્વર કરશે તો હવે હું તને સુખી કરવામાં બીલકુલે પાછો નહીં પડું. અગર જો કે મેંતો તને લગારે સુખ આપ્યું નથી તોપણ સર્વ પ્રકારે મારૂં મન સુખી તથા ખૂશી રાખવામાં જેટલી મહેનત તેં લીધીછે તેટલી મહેનત, મને તો એમજ લાગે છે કે, બીજું કોઇપણ કોઇને માટે લેતું નહીં હોય. પ્રિયા તું મનમાં એમ ન ધારતી કે તારી કરેલી સર્વ મહેનત છુટી પડી. તેં તારૂં કર્તવ્ય પુરેપુરૂં બજાવ્યું છે તેથી તારે તો લગારે હરકત નથી. સર્વ વાતે હુંજ જવાબદાર છું! પ્રિયા તું લખે છે કે 'અગર જો કે મારાં માતપિતાં મારાપર સંપૂર્ણ હેત બતાવવામાં કાંઇ પણ ખામી નથી રાખતાં તોપણ મારૂં મન હમેશાં તમારાને તમારાજ વિચારોમાં તલ્લીન રહેછે. તમે શું કરતા હશો, તમારી સ્થિતિ કેવી હશે તથા તમારા જીવને ત્યાં સુખ હશે કે નહીં તે વિશે મનમાં વિચારોજ આવ્યા કરે છે; આ તારૂં લખવું હું અક્ષરશઃ સત્ય માનુંછું. કારણ કે મારી તરફ તારૂં મન કેવું છે તે મેં આટલા વર્ષમાં બરોબર જાણી લીધું છે. પણ હવે તારે એવા વિચારોનો અન્ત લાવવાનો, તેમજ મારી સાથે સુખશાન્તિમાં રહેવાનો, વખત આવ્યોછે. આપણા સુખ દુઃખના સાથી મિ. નનની ભલામણથી મને ખુશ્કી ખાતામાં સારી જગો મળી છે. મેં તેનો ચાર્જ પણ લીધો છે અને હમેશાં નિયમસર કામ કરવા પણ જાઉંછું. આ જગા ઘણી મહેનતની નથી. તેમજ જે કામ કરવાનું છે તે કામથી હું માહિતગાર થઇ ગયોછું.

એ ખાતાનો વડો મારાપર બહુ મુહેરબાની રાખેછે તેથી મને બીજી કોઈ પણ રીતે હરકત પડે તેમ નથી. અર્થાત્ પૈસા સંબંધી સર્વવાતે મને હાલ સુખ થયું છે, અને એ સુખ પુરૂં કરવાને હવે આ કાગળ દેખતુ તુરત તારે અત્રે આવવું. પ્રિયા તારા આવવાથી તારો વિયોગી પતિ કેટલો હર્ષિત થશે તે હું તનેજ વિચાર કરવા સોંપુંછું. માટે અતી ત્વરાથી તારે અત્રે આવવું.

હું છું.
હમેશાં તારૂં સુખ ઈચ્છનારો
તારો વિયોગી પતિ

**એસિલ લૉવે.**

આવી રીતનો મેં લ્યુસિને એક કાગળ લખ્યો. આ કાગળ વાંચીનેજ એણે તરત આવવાની તૈયારી કરવા માંડી અને બીજે દિવસે ત્યાંથી ઉપડીને મારી પાસે આવી. અમે મળ્યાં તે વખતે બન્નેની આંખમાંથી હર્ષનાં આંસુ ટપકવા લાગ્યાં, તથા દશ મિનિટ સૂધીતો બેમાંથી એકે બોલી ન શક્યાં. આખરે હું બોલ્યો અને એના પિતાને ત્યાં શું શું બન્યું હતું તે સઘળાનો હેવાલ પૂછ્યો. આ હેવાલ તેણે ઘણા કચવાતા મનથી કહ્યો અને વળી કહ્યું કે "અગર જો કે મારી માનું મન તમારા તરફ તદન વળી ગયુંછે પણ મારા પિતાના મનમાં તો ઘણોજ થોડો ફેરફાર થયો છે. તમારે માટે પ્રથમ જેવો મત એ આપતા તેવોજ મત હાલમાં પણ આપે છે. દરરોજ એકવાર પણ તમારે માટે કાંઈને કાંઈ વાત નિકળેજ અને તેમાં તમારા વિષે એ એવો મત આપતાં તેથી મને ઘેર રહેવું તલભાર પણ પસંદ નહોતું. અને આટલાજ માટે વારંવાર હું તમને મારા કાગળોમાં બોલાવી લેવાની ભલામણ કરતી. મારે એટલું તો કહેવુંજ જોઈએ કે તમારે માટે એ એવું બોલતા પણ મારાપર એમનો સમ્પૂર્ણ પ્યાર છે અને તેથી એક રીતે મારા મનને શાન્તિ વળતી. ઈશ્વર કરશે તો ફરીથી એમને એમના વિચાર ફેરવવા પડશે. કારણ કે **મુલતવી રાખવાથી** આપણે બહુ ખત્તા ખાધા છે, તેથી હવે આ નવી નોકરીમાં તમે તમારૂં કામ મન દેઇને કરશોજ, અને આપણી ગએલી શાખ પાછી મેળવશોજ."

આ સાંભળીને મેં એકવાર નિસાસો નાંખ્યો, અને લ્યુસિને કહ્યું કે મારાથી બનતા પ્રયત્ને હું તેમનો મત મારા તરફ ફેરવાવીશ; નિયમિત થવાનો પ્રયત્ન કરીશ તથા મારા ઉપરીની મેહેરબાની એવી તો સારી સંપાદન કરીશ કે મારે કોઈ પણ વાતે હરકત પડશે નહિ.

આ પ્રમાણે વાત કરીને મેં એનું મન સંતોષ્યું. હવે હંમેશ એનું મન ખૂશી રહે એમ મેં કરવા માંડયું. એની તંદુરસ્તી સારી રહે તેને માટે ડાક્તરની સલાહ લીધી. તથા મેં તેને માટે ઔષધ ચાલતું કર્યું. મારો પગાર સારો હતો તેથી તેમાંથી ઘરમાંનું ખર્ચ ચાલતું તથા દરમાસે કાંઇક બચતું પણ ખરૂં. આ સઘળા પૈસા મેં એકઠા કર્યા હતા. ને કોઈ પણ તરેહનું આડુંઅવળું ખર્ચ ન કરતાં જોઇતુંજ ખર્ચ કરતો.

જ્યારે પ્રથમ મારી નિમણોક થઇ ત્યારે મિ. નને મને ઘણી રીતે શિખામણ આપી હતી. હું એમનું નામ ન બોળું તેને માટે મને ઘણો ચેતાવ્યો હતો, તથા કોઇપણ કામમાં મુલતવી ન રાખવું એમ મને એમણે જણાવ્યું હતું. એમની સઘળી શિખામણ મેં ધ્યાનમાં રાખી હતી અને તે પ્રમાણે ચાલવાનો મેં પ્રયત્ન કરવા માંડયો હતો. અગર જો કે ઘણા વર્ષની રીઢી થઇ ગએલી કટેવને જીતવું એ ઘણું કઠણ કાંમ હતું તોપણ મારી સ્ત્રી, મિ. નન. તથા મારા ભલાને માટે મેં મારી કટેવ જીતવાનો પ્રયત્ન કરવા માંડયો. આ વખતે મારે મારી સઘળી કાળજી તથા સાવચેતી વાપરવી પડી; કારણ એમ કર્યા વગર હું ફતેહમંદ નિવડું એ બનેજ નહિ, તેથી હું ખુબ મહેનત કરવા મંડયો. ફરીથી એકવાર મેં નિયમિત પણાને માટે શાખ પાડી અને મારા ઉપરીની મહેરબાની મેળવી. જ્યારે મને માલૂમ પડયું કે મારૂં માન લોકોમાં સારૂં થયુંછે તથા મારી અક્કલ હોંશીઆરીનાં વખાણ બહાર થાયછે ત્યારે પાછો હું ધીમે ધીમે મારી મૂળ કટેવપર આવતો ગયો. લ્યુસિનું શરીર આ વખતે ધીમે ધીમે સૂધરતું ચાલ્યું હતું અને જો હું મારી સારી સ્થિતિમાં બીજું એક વર્ષ રહ્યો હોત તો એનું શરીર પ્રથમ હતું તેવું થાત; પરંતુ બીજાં કેટલાંક ખાસ કારણો વચ્ચે આવી પડયાં તેથી હું મારી મૂળની ટેવપર પ-

ડયો અને મારાં કામ મુલતવી રાખવા મંડયો.

એક દિવસે હું એક મારા મિત્રને ત્યાં જમવા ગયો હતો, તેવામાં ત્યાં એક સંઘ કહાડનાર આવ્યો. આ આદમીના ઘરડાઓએ કોઇ પણ સંઘ કાડેલો તેથી લોકોએ એમનું ઉપનામ સંઘવી રાખ્યું હતું. વાતચિત કરવામાં આ આદમી ઘણો કુશળ હતો. સ્વભાષાનું તે ઘણું સારૂં જ્ઞાન ધરાવતો હતો, તથા કાંઇ કવિતા પણ જાણતો હતો. શિવાય તેણે પરભાષાઓનો પણ અભ્યાસ કર્યો હતો, અને તેમાંથી બે ત્રણ ભાષાઓની તો એણે ઘણીજ સારી માહિતી મેળવી હતી. આ આદમી ઠીંગણો તથા શરીરે માતો હતો. તેની રીતભાતથીજ મને લાગ્યું કે તે કાંઈ પોતાના જ્ઞાનનું અભિમાન ધરાવનારો છે. મારે આ પુરૂષની સાથે સ્હેજસાજ વાતચિત થઇ. તેણે મારૂં નામ પૂછ્યું અને જ્યારે મેં એને મારૂં નામ કહ્યું ત્યારે એ બોલ્યો કે "**બેસિલ**—સિસેરીઆનો ધર્મ ગુરૂ! ઓહો! આ નામેજ તમારૂં નામ રાખેલું દેખાય છે."

આટલું કહી એણે કેટલીક ધર્મ સંબંધી વાતચિત કરી. તે પરથી મેં જાણ્યું કે આ માણસે ધર્મ સંબંધી પણ અભ્યાસ કર્યો છે. મેં એના ધર્મ સંબંધી વિચારો સામે કેટલીક તકરારો કરી તેથી એણે મને કહ્યું કે "હાલમાં આપણે એ બાબત બંધ રાખો; પણ જો તમારી મરજી હશે તો વળી કોઈ બીજે પ્રસંગે એ વિષે વાતચિત કરીશું. જો મારે ઘેર આવશો તો ત્યાં આપણે એકબીજાના વિચારોથી જાણીતા થઈશું" મેં એના ઘરનું ઠામઠેકાણું પૂછી લીધું અને થોડીક પરચુરણ વાતો કરીને અમે છૂટા પડયા.

હું ઘેર આવ્યો ત્યારે **લ્યુસિ** મારી રાહ જોઇને બેસી રહી હતી. મેં એને પ્રથમથીજ કહ્યું હતું કે હું તો જમવા જનારછું તેથી આજ મારા મોડા થવાથી એના મનમાં કાંઇ લાગ્યું નહોતું. ખરૂં જોતાં હું ધાર્યા કરતાં બે કલાક મોડો થયો હતો. હું ગયો કે તરતજ તે મને ખૂશાથી સામી લેવા આવી. અમે બન્નેજણ ઘરમાં જઈને બેઠાં. તેણે કહ્યું કે "આજ તમે ઘેર નહોતા ત્યારે એક માણસ તમને મળવા માટે આવ્યો હતો; અને કહેતો હતો કે 'મારે કાંઇક પૈસા ભરવા

છે.' એણે એનું નામ હેન્રી કહ્યું." મેં કહ્યું કે એ આદમી આપણી પાસેથી ૬૦) રૂપીઆ લેઇ ગયોછે તે એ પાછા આપવા આવ્યો હશે. કાંઇ હરકત નહીં એતો કાલ ફરીથી આવશે. આ પછી જમવા ગયો હતો ત્યાંની સઘળી વાત મેં તેને કહી, તથા સંઘવી સાથે શી રીતે ઓળખાણ થયું તે સવિસ્તર જણાવ્યું. તેમજ સંઘવીએ મને એને ઘેર આવવાને માટે કહ્યું. હતું તે પણ. કહ્યું. આ સાંભળીને લ્યુસિએ કહ્યું કે ફિલાડેલ્ફિયામાં કેવા મિત્રો મળ્યા હતા તે તમને યાદ તો હશેજ. માટે હવેથી કોઈની સાથે મિત્રાચારી કરો તો વિચારીનેજ કરજો, કે પાછળથી આપણે પસ્તાવું પડે નહીં. તેમજ કદાચ જો તમને એમજ લાગે કે એ મિત્રતાને પાત્ર છે તોપણ હમેશાં એને ત્યાં જવાની હું તમને નાજ કહુંછું. રજાનો દિવસ હોય ત્યારેજ જઈ આવવું. જો તમે હમેશાં જશો તો તમારી ઑફીસનું કામ ચૂકશો અને તેથી તમને ઠપકો મળશે. માટે આપણે ચેતીનેજ ચાલવું એમાં ફાયદો છે. મારી તો તમને આટલી નમ્રતાથી વિનંતિ છે. પછી જેમ તમારી મરજીમાં આવે તેમ ખરૂ."

મેં એને કહ્યું કે "આ બાબત તારે કાંઇ પણ ફિકર ચિન્તા કરવી નહીં. આજ કાલ કરતાં છ મહિનાથી હું નિયમિત થયોછું, અને મારી મૂળની કટેવપર ચઢ્યો નથી. કોઇ પણ દિવસ આવું નિયમિત કામ કરેલું નથી તેથી ઘણું અઘરૂ તો લાગેછે; પણ મિ. નનની શીખામણ, તારી મૂર્તિ, આપણો પાછલો હેવાલ વિગેરે મારી નજર આગળ આવેછે તેથી પાછો તન અને મનથી કામે વળગું છું. આમ કરતાં જો વર્ષેક વીતી જાય તો મને લાગેછે કે હું મારી કટેવ છોડી શકીશ. હું એમને ત્યાં કોઈકજ પ્રસંગે જઇશ. આપણા કામમાં ખલેલ પડે તેવું નહીં કરૂં."

લ્યુસિએ આ સાંભળી સંતોષ જણાવ્યો; તથા આ વિષય બદલીને બીજા વિષયપર બોલવા લાગી. તેણે કહ્યું કે "તમે જેટલાને પૈસા ધીર્યા છે તેમાંથી કોઇની પણ મુદત વહી ન જાય તે ધ્યાનમાં રાખજો. કારણ કે એમ થશે તો આપણી મુંડીમાંથી મોટો ભાગ ઓછો થવાનો સંભવછે. આપણી પાસે ખતપત્ર તો હશેજ તેમાં જો

યાથી માલૂમ પડશે કે દરેકની મુદતમાં કેટલાક દિવસ બાકી છે." આ સાંભળીને હું લેવાઇ ગયો. કારણ કે અગર જો હું મારી આ-ફીસનું કામ ઘણુંજ નિયમિત રીતે કરતો, પરન્તુ આ બાબત મેં કોઇ દિવસ સંભારીજ નહોતી. અને કોઈ દિવસ સાંભરી હશે તોપણ કાલ જોઇશું એમ કરી રહેવા દીધું હશે. આ સઘળું લ્યુસિ કાંઈ જાણતી નહોતી. તેના મનમાં તો એમજ હતું કે હવે બધી બાબતોમાં એ નિયમિત થયાછે. આ કારણને લીધે જ્યારે તેણે મને ઉપર પ્રમાણે કહ્યું ત્યારે મારું મોં લેવાઇ ગયું. પણ તે લ્યુસિને ન જણાવતાં મેં એને કહ્યું કે કાલ એ બાબત તપાસ કરી બધું તારીખ વાર મારી સ્મરણપોથીમાં તારવી કાઢીશ. લ્યુસિએ કહ્યું કે ભુલતા નહીં.

જ્યારે બીજે દિવસે હું સવારમાં ઉઠયો ત્યારે મારું મન સંઘ-વીમાં હતું. પણ દરરોજ સવારમાં મારે મારા ઉપરીને ત્યાં જવું પ-ડતું. કારણ કે ખુશામત શિવાય દુનિયામાં કાંઇજ બનતું નથી. ખુશા-મતીઆ માણસોજ સારી રીતે ફાવી શકે છે. જેઓ ખુશામત કરતા નથી તેઓનો પત્તો પણ લાગતો નથી; અને જો કે કોઇ માણસ ગમે તેવો હોંશિયાર હોય તો પણ કોઈ ભાવે પૂછતું નથી. ખુશામતથી બીન માહિતગાર પણ સારે દરજ્જે ચઢી શકે છે. તેથી મારે પણ ખુશામત કરવી પડતી, મને આ બાબતનો ધિક્કાર હતો; પરન્તુ મારે એમ કર્યા વગર ચાલે તેમ નહોતું; કારણ કે પ્રથમ મારી શાખજ ખરાબ પડેલી તેથી કોઇ પણ મને નોકરી આપેજ નહિ; અને મિ.નનની ભલામણથી મળી ત્યારે મારે એમ પણ ન જણાવવું જોઇએ કે "હું કોઈની દરકાર ન રાખું એવોછું." આટલા માટે હું દરરોજ મારા ઉપરીને ત્યાં જતો. આ કારણને લીધે મી. સંઘવીને ત્યાં હું સવારમાં જઇ શકયો નહિ. પરવારીને જ્યારે આફીસમાં ગયો ત્યારે મારું ધ્યા-ન ત્યાં બીલકુલે બેઠું નહિ, કામ બરોબર થયું નહિ અને જે કામ તે દિવસે કરવું જોઈએ તે મુલતવી રાખ્યું. મારા મનમાં એમ હતું કે ક્યારે ઑફીસનો વખત પુરો થાય, અને હું મિ. સઘવીને મળું. ધ-ર્મ સબંધી એની સાથે વાતચિત કરી મારે એના મનમાં ઠસાવવું હતું કે પોતે ધારે છે તેમ ફક્ત એનામાં દૈવત છે એમ નહીં પરન્તુ

બીજા પણ એને આંટે એવા પડ્યા છે. આ વિચારથી હું જ્યારે ઑફીસમાંથી છૂટ્યો ત્યારે મિ. સંઘવીને ત્યાં ગયો. ત્યાં એમના બે ચાર મિત્રો બેઠેલા હતા. સઘળા સાથે મારે ઓળખાણ થઇ. આ મિત્રોમાં એક ડાક્તર હતો. તેનામાં કાંઇ પણ ઉંડી પહોંચ નહોતી. પોતાના ધંધામાં પણ તે ફતેહમંદ નહોતો, તોપણ મોટી બડાઇએ હાંકતો. જો કહીએ તો તે માત્ર નામનોજ ડાકતર હતો. આ માણુસ પોતે કોઇ પણ વિષયપર લખી જાણે એમ નહોતું; અને તેથી મિ. સંઘવીની કૃતિનો તે બહુ ફાંકો રાખતો. તથા એની બરોબરી કરી શકે એવું કોઈ નથી એમ ધારતો. આ શિવાય એક બીજો મિત્ર હતો. તે સ્વભાવે નમ્ર તથા બોલવામાં વિવેકી હતો. આ માણુસ પણ કવિતા લખી જાણતો હતો. એનામાં કાંઇક પાણી હતું. પોતાને માટે એ બિલકુલે અભિમાન ધરાવતો નહીં, તથા ઘણીજ નમ્રતા રાખતો. પણ એમના સઘળા મિત્રનું લક્ષ્ય મિ. સંઘવી હતો. તેઓ એને કોઇ જુદોજ માણુસ માનતા. એના એક શબ્દને માટે તેઓ હજાર ઘણું માન આપતા, અને એને માટે હદ ઉપરાંત માન ધરાવતા. વળી એક ત્રીજો મિત્ર હતો, તે મિ. સંઘવીને પણ આંટે એવો અભિમાનનો કટકો હતો. તે વેલ્સના પહાડી મુલકનો રહીશ હતો. તથા કેટલાંક ખાસ કારણોને લીધે તે લન્ડનમાં આવીને રહ્યો હતો. મારો વિચાર એમના દોષજ બતાવવાનો નથી. મારે કબુલ કરવું જોઈએ કે આ અહંકારી મિત્રમાં અક્કલ તથા હોંશીઆરી હતાં. તે મિ. સંઘવીની હરીફાઇ કરતો અને કરી શકે તેવો હતો. કેટલીક બાબતોમાં તે મિ. સંઘવીથી ચડતો; પણ તેના નાકમાં બીલકુલે ગંધ માતી નહોતી. કોઇ કોઇ વખતે મિ. સંઘવી નમ્ર જોવામાં આવતો. પણ આતો ઢોર બાંધવાના ખીલાની માફક ઊંચોને ઊંચોજ રહેતો; કોઇની મશ્કરી કરવામાં ખુશી માનતો; તથા કોઇ બોલાવે ત્યારે જાણે પરાણે બોલતો હોય તેમ કરતો. આવી ટોળીનો સરદાર મિ. સંઘવી હતો.

આ માણુસની સાથે મારે ધર્મ સંબંધી સારૂ વિવેચન થયું. ઘણાખરા સવાલોની તકરાર હું એવી તો સારી ઉઠાવતો કે એ છક થઇ જતો, તેમ કેટલીક બાબતોમાં એ એવું તો સારૂં વિવેચન કરતો કે મારૂં

મન પણ ખૂશી થઇ જતું. હું હમેશાં હવે એને ત્યાં જવા લાગ્યો. તથા ધર્મ, રાજ્ય, નીતિ અને વિદ્યા સંબંધી વાતચિતો કરતો. દરેકમાં જેવું એ વિવેચન કરતો તેવુંજ હું ચલાવતો, અને તેથી હમેશ મને એની પાસે જવાનું મન થતું હતું. હવે હું ધીમે ધીમે મારી કટેવપર ચઢતો ગયો. હમેશાં હું મારા ઘરનું કામ તથા ઑફીસનું કામ પણ મુલતવી રાખવા મંડયો અને તેથી કરીને કામનાં ઘણાં કાગળિયાં ચઢી ગયાં. આ બાબત લ્યુસિને માલૂમ પડી. તેથી તે ખીન્ન થવા લાગી અને મને સુધારવાનો પ્રયત્ન કરવા મંડી; પણ હું તો મારા વિવેચનોમાં એવો તો તલ્લીન થઇ ગયો હતો કે મેં કશાને ગણકાર્યું નહિ. હવે પાછો જેમ હું ફિલાડેલ્ફિયામાં એને એકલો મૂકતો તેમ અત્રે પણ મૂકવા લાગ્યો. અને કોઇ દિવસ રાત્રિ પણ મી. સંઘવીને ત્યાં ગાળવા લાગ્યો. મિ. સંઘવીને પોતાની સ્ત્રી સાથે બનતું નહિ. કાંતો એના ધર્મ સંબંધી વિચારોને લીધે તે તેને પસંદ નહોતી કે તે પોતેજ તેની સાથે રહેવાને ખૂશી નહોતી, તે હું કહી શકતો નથી. પણ એટલું તો ખરૂંજ કે એ કોઇપણ રાત્રિ પોતાની સ્ત્રી સાથે ગાળતો નહોતો. એનાં માતપિતા ઘણાં વૃદ્ધ હતાં, તથા ઘણીવાર એને શિખામણ પણ દેતાં હતાં; પણ સંઘવીભાઈ મદમાં છકી ગયા હતા, તેથી પોતાનાં પૂજ્ય માતપિતાને પણ ગાંઠતા નહોતા. જાણે તેઓ એમનાં ચાકર હોય તેમ ધમકાવતા તથા ગાળો દેતા. જ્યારે મેં આ સાંભળ્યું ત્યારે મને એનાપર ઘણો કાળ આવ્યો તથા મારા મનમાં આવ્યું કે "ધિક્કાર છે એના જ્ઞાનને, ઉમ્મરને અને વિદ્વતાને કે પોતાનાં માતપિતાની આજ્ઞા ઉઠાવવાને બદલે આવી ગાળો ભાંડી તેમના જીવને ક્લેશ કરતાં બીલકુલે ખમચાતો નથી. તે વખતે એનું જ્ઞાન અને વિદ્વતા સઘળું ખીંટીએ ભરાવતો. આવા વિંટીમાં જડવા લાયક નમુનાને—અક્કલના દુશ્મનને તથા રૌરૌ નર્કના અધિકારીને શાંશાં વિશેષણો આપવાં તે મને જડી આવતાં નથી. આવા આદમીની સોબતમાં રહી, ખોંખારતાં નહિ તો લાત મારતાં તો શિખેજ, તેમ જાણે મને થયું.

લ્યુસિનું મન આથી ખરાબ થતું ગયું તથા મનમાં એ મને,

કદી ઠરીને બેસવાજ દેશે નહિ એમ તેણે નિશ્ચય કર્યો હોય તેમ જણાયું. ફિલાડેલ્ફિયામાં જ્યારે હું એને મૂકીને જતો ત્યારે મારો છોકરો એની પાસે રહેતો; તેને જોઇને એ મન ખૂશીમાં રાખતી. પણ હવે જ્યારે હું એકલી મૂકીને જતો ત્યારે કશી રીતે ચેન ન પડતાં એનું મન ઉલટું વધારે દિલગીર થતું; છોકરો તેને સાંભરી આવતો અને ઘણી વખતે રડતી. તેમ છોકરા વિષેની દિલગીરી પાછી એનામાં પ્રસરવા લાગી. હમેશાં એના એ વિચાર કર્યાજ કરે, અને હું ઘણીવાર પાસે નહિ તેથી દિલાસો આપનાર પણ કોઈ ન રહ્યું, તેથી ચિન્તામાંને ચિન્તામાં એનું શરીર ગળવા લાગ્યું. હું પણ દિવસે દિવસે વધારે અનિયમિત ને આળસુ થવા મંડયો. આને લીધે એના અન્તઃકરણમાં જાણે કાંઇ સડો ન પેઠો હોય એમ થવા માડયું. અગર જો કે મેં લ્યુસિને વચનઆપ્યું હતું કે હું હિસાબ કાલે તપાસીશ પણ તે વાતને ૭ મહિના થઇ ગયા હતા અને જ્યારે એક દિવસ લ્યુસિએ અનાયાસે એક ખતમાં જોયું ત્યારે માલૂમ પડયું કે ત્રણ મહિનાપર ૫૦૦) રૂપીઆની મુદત વટી ગઇ હતી. આ એણે મને બતાવ્યું અને પાંચસે રૂપિયા સરખી રકમ ગઇ તેને માટે મને બહુ લાગ્યું; એ મારી મુલતવી રાખવાની કટેવને લીધેજ થયું મારૂં મન આથી ઘણુંજ ઉદાસ થઈ ગયું, મને મારી ભૂલ માલૂમ પડી, તથા સુધરવાના વિચાર કર્યા; પણ ૭ મહિનાનું મારા ઘરનું, ઑફિસનું તથા મિત્રોનું સોંપેલું કામ એટલુંબધું હતું કે તેમાંથી શું કરવું તેની ગમ પડે નહીં. ઑફિસનું કામ ચડી ગયું હતું તેને માટે થોડાક વખત સૂધી તો મારા ઉપરીએ ચલાવી લીધું. પણ મેં જ્યારે સઘળું કામ મુલતવી રાખ્યા કીધું ત્યારે તેણે મારે વિષે મિ. નનને ફરિયાદ કીધી. આ બાબત શિખામણ દેવાને મિ. નન મારે ત્યાં બે ત્રણ વખત આવેલા, પણ હુંતો મિ. સંઘવીને ત્યાં વાક્ચાતુરી લડાવવા ગયો હતો તેથી મળ્યો નહીં, ત્યારે એ વિષે લ્યુસિને ઘણું સમજાવવાને કહેલું. લ્યુસિ મને એ બાબત વિષે કહેતી પણ હું ધ્યાનમાં લેતો નહીં. લ્યુસિનું દિલ આથી બહુ નારાજ થઈ ગયું અને એટલીબધી તો ચિન્તામાં ગરક થઇ ગઇ કે એની જીંદગીની પણ મને આશા રહી નહીં. હું ઘણોજ મોડો ચેત્યો. વળી

એટલામાં મારૂં કમનશીબ પુરૂં કરવાને "કામ બરોબર નહીં કરવાથી, તથા મુદ્દાનાં કાગળિયાં ઘાલી મૂકવાથી તમને બરતરફ કરવામાં આવ્યાંછે તથા એ બાબતના ગુન્હા માટે તમારપિર ફોજદારી કેસ માંડયો છે" એવો હુકમ મને મળ્યો. લ્યુસિ આથી ઘણી હબકી અને મરણતોલ માંદી પડી. ડાક્તરને પૂછવાથી જણાયું કે ઘણા ખેદને લીધે એનું મન ખરાબ થઇ ગયું છે અને મનની અસર તન ઉપર થવાથી આમ બન્યું છે. એ હવે જીવે એમ મને લાગતું નથી. માટે તમારે ચેતવું હોય તો ચેતી લેવું." મેં તરતજ કાગળ લખીને એની મા વિગેરેને બોલાવ્યાં. લ્યુસિએ ઘણાજ ધીમે સાદે મારી સંભાળ રાખવાની એમને ભલામણ કરી, કાંઇ પણ કામમાં મારી મરજી એ બરોબર ઉઠાવી શકી ન હોય તેને માટે મારી માફી માગી તથા હું હવે પછી કોઇ પણ દિવસ દુ:ખમાં ન આવી પડું તેને માટે ઇશ્વરની પ્રાર્થના કરી. હું એને દિલાસો દેવા જતો હતો પણ શોકથી મારૂં મન એટલું બધું તો ભરાઇ ગયું હતું કે હું તે વેળા કાંઇ બોલી શકયો નહીં. પણ અપશોચ! સ્હેજવારમાં તો એનો પવિત્ર આત્મા આ ફાનિ દુનિયા છોડી એના કર્તારની હજુરમાં જઇને ઉભો રહ્યો! મને જે દુ:ખ આ વખતે થયું તે હું વર્ણવીજ શકતો નથી. આવી સદ્‌ગુણી અને પતિવ્રતા સ્ત્રી ભાગ્યેજ થઇ હશે એમ કહેતાં હું જરીકે અટકતો નથી.

મારા પરનો મુકદ્દમો **મિ. નનની** ભલામણથી માંડી વાળ્યો. અને મારી પાસે જે જુજ ભંડોળ એકઠું થયું હતું, અને જે ધીરેલા પૈસામાંથી આવે તેવું હતું તે લેઈને **મુલતવી રાખવાની** કટેવના ગુલામજ થઇને ખાધા કરૂંછું !!!,

આ પ્રમાણે પોતાનાં કામ **મુલતવી રાખવાથી બેસિલને** ઉત્તરોત્તર કડવાં ફળ ચાખવાં પડયાં. આ વાંચીને બાળકો, યુવાનો તેમજ પુખ્ત વયે પહોંચેલા સુજ્ઞ પુરૂષો પોતાથી બનતા પ્રયત્ને આ આર્ય પ્રજાના કટ્ટા શત્રુ, દેશોન્નતિને મૂળમાંથીજ ખાઇ જનાર કીડાથી, તથા સર્વ વાતે હાનિ પહોંચાડનાર આ પાપિષ્ટ મરજથી દુર રહેવા પ્રયત્ન કરશો, તો મારો યત્ન સફળ થયો સમજીશ. આની સાથે દેશીઓને શિક્ષારૂપ વિનંતિ કરવાનું યોગ્ય ધારીને સામીલ કરી છે તે ધ્યાનમાં લેશો.

## શિક્ષારૂપ વિનતિ

**રાગ ધનાશ્રી. પ્રભુ રીઝી સાહ્ય થજો જગરાય, એ રાગ.**

ચેતો ચેતો દેશી ધરી ચતુરાઇ,
ધરી ચતુરાઈ, રાખી ચતુરાઇ ચેતો ચેતો. ટેક
બહુ બહુ બેઠયું, સેવી આળસાઇ,
જાગી ફુંકો જય શરણાઇ, ચેતો ચેતો. ૧
સારે સારૂં, માઠે માઠું, એમાં ન નવાઈ,
ફોકટ કાં ફસોછો ફુલાઈ. ચેતો ચેતો. ૨
શ્રમને ઉધમની, કરિને સગાઇ,
**નીતિમણી** શોધો હરખાઈ. ચેતો ચેતો. ૩
મુલતવી રાખે આવેછે તવાઇ,
એસિલની ભાળો આ ભવાઇ. ચેતો ચેતો. ૪

### પદ.

**અપરાધ ક્ષમા કરો મારો- એ રાગ.**

આર્ય બૂરી ટેવ વિદારો, વિનંતિ ચિત્ત વિચારો. આર્ય. ૧
મુલતવી રાખ્યે માન ઘટાડયું, ધર્મ તજાવી તમારો;
શુદ્ધ મતિને નિશુદ્ધ કરીને, કાંઢેછે મનના વિકારો. આર્ય ૨
સદ્ધર્મ નીતિનું ભાન ભૂલાવે, લાવે લુબ્ધ વિચારો;
દેશ તણાં દારિદ્ર વધારે, સોંપી વિચાર નઠારો. આર્ય ૩
લાજ ઘટાડી કાજ બગાડે, મા'જનનો જનમારો
આશાને ફોકટમાં ફસાવે, તરવાનો એકે ન આરો. આર્ય. ૪
કાલકરીશું કાલકરીશું, જાય દિવસ જો હજારો;
તોપણ તેનો અંત ન આવે, ટેવે બંધાયો બિચારો- આર્ય. ૫
મોગલની મુગલાઇ થકી ગયું, રાજ્ય થયા ફેરફારો;
એમ કવે કવિતાએ સઘળા, આજ તણા સૂત્રકારો. આર્ય. ૬
'કાલ' કરાલને ખાલુ ખુશીથી, આજજ કરવાનું ધારો;
"ખંત અને ઉદ્યોગ" એ વચનો, ચિત્તથી કદિન વિસારો. આર્ય. ૭

'કાલ' તણા વિશ્વાસથી સત્યે, કામનો ના'વે પારો;
નિત્ય વધે, જો મુલતવી રાખો, આખર થાશે ભારો. આર્ય. ૮
રે'મ તથા પ્રભુ પ્રેમથી પામ્યા, મનુષ્ય દેહ આ સારો;
કાગને કાં તમે વ્યર્થ ગુમાવો, સ્નેહથી સજવો સુધારો. આર્ય. ૯
બોધિલ વાતથી બોધ લઈને, સ્વાર્થ સુધારો તમારો;
જ્ઞાન મણી તણી ખાણુ ખણીને, ખાટો અચિન્ત સુખ-વારો. આર્ય ૧૦

## પદ.

સલામ સહુને હાલ સાહેબો સલામ સહુને હાલ.
ઈશ કરો સંભાળ, આર્યની ઇશ કરો સંભાળ—ટેક. ૧
સત્પ્રજ્ઞા સુવિચાર વસાવો, આખર તારાં બાળ. આર્ય. ૨
કાલ સૂધી મુલતવવા કેરી, ટેવનો આણો કાળ; આર્યની.૩
અંધારામાં આવી પડેલા, આર્ય ઉપર ધરિ વ્હાલ. આર્યની ૪
નિર્ધન પણ વિદ્વાન વર્ગને, આશ્રય અધિકો આલ, આ૦ ૫
કૈંક બિચારા ફદર વિનાના, કોપે કર્યા કંગાળ. આર્યની ૬
તેમની હે જગતાત! ભલા થઈ ભાવથી લેશો ભાળ, આ. ૭
વ્હેમપાશથીવિમુક્ત કરીને, દુર્મતિ ટેકથી ટાળ, આર્યની. ૮
વિજય વિજય વ્યાપે અવનીમાં, વિનવે ગુર્જર બાળ; આ. ૯

તથાસ્તુ!



# मुलतवी राखवानां माठां फळना अभिप्रायोः—

## મુલતવી રાખવાનાં માઠાં ફળો.

અંગ્રેજી ઉપરથી ભાષાન્તર કરતા મિ૰ વિઠ્ઠલરાય
ગોવરધનપ્રસાદ વ્યાસ.

પુસ્તકના નામ પ્રમાણે તેના ગુણની કલ્પના થવી મુસ્કેલ નથી. મુલતવી રાખવાની કુટેવથી માણસ પોતાની અમુલ્ય આયુષ્ય સુખદ-જીવનને કેવી રીતે અલ્પ, નિરૂપયોગી ને ત્રાસદાયક બનાવે છે તેમજ સબુરીનાં કડવાં ફળથી સંસાર ભુવનનો સુખાનુભવતો ક્યાંથી લઇ શકાય, પરન્તુ કેવી રીતે તે જન મંડળમાં અલખામણો અને ધિક્કારયુક્ત બની પોતાના માયાળુ મિત્રો તથા પ્રેમી પત્નીનું દીલ દુભાવી રસદ સંસારને સુનો-વિષદ બનાવે છે, ઇત્યાદી બાબતોથી શિક્ષણ લેવા જોગ આ પુસ્તક એક અચ્છો નમુનો છે. લંડનના એક બુકસેલરના બેસિલ નામના પુત્રના આખ્યાનનું ભાષાન્તરને દેશમાં ચાલતી કાહાણીઓ તથા માર્મિક ને અસરકારક વચનોથી શૃંગારવામાં મિ. વ્યાસ ફતેહ પામ્યા છે. કલ્પિત પણ નજીવાં પુસ્તકો કરતાં ઉપયોગી ભાષાન્તરો દેશને અતિ લાભકારક છે. અને એવા **લાભનાં સાધનોમાં બેશકે આ મુલતવી રાખવાનાં માઠાં ફળો ઉમેરો કીધો છે.** કાળનિ કિમત સમજી તેને વ્યર્થ ન ગુમાવવા માટે અનેક વચનામૃતોથી ભાષાન્તર ભરેલું છે. "વખત નકામો ગાળવો એ આત્મઘાત કરવા જેવું છે અને એમ આત્મઘાત કરવાથી ઐહિક અને પારમાર્થીક બેહુ સુખ ગુમાવવું પડે છે. વખત નાસી જાય છે, મરણ તાકીદ કરે છે, સ્વર્ગ આમંત્રણ કરે છે અને નર્ક પ્રત્યેક માણસને બીહીવરાવે છે. આવતી કાલપર ભરોંસો નહીં

રાખનાર સદા સુખી અને આનંદી રહે છે, માટે આજજ ડાહ્યા થાઓ—મુલતવી રાખવું એ મુરખાઇ છે. બેફિકરાઇ સુભાગ્યનો લાભ ચુકાવે છે,—નિષ્કાળજીથી નજીવી વાતનું પરિણામ પણ ભયંકર આવ્યાવિના રહેતું નથી. યાદ રાખવું કે નઠારો વખત અને નિર્ધનતા એ મુલતવી રાખવાના માઠાં ફળ છે;" એ પ્રમાણે પુસ્તકના મુળ ઉદ્દેષ સાથે તેમાંથી કેટલુંક અન્ય પણ ઉપયોગી મળી શકશે, જ્યાં પતિપત્નિ વચ્ચે પવિત્ર પ્રેમ બંધાયેલો હોય છે તથા મુખ્યત્વે કરીને જ્યાં સ્ત્રી પોતાના પતિપર હુકમ બજાવવાની બિલકુલ ઇચ્છા રાખતી નથી, ત્યાં સ્ત્રીના મ્હોમાંથી નિકળેલી વિચારયુક્તી સલાહની ઘણીજ સારી અસર થાય છે. એ બધું આ દૃષ્ટાંતરૂપ પુસ્તકમાં ખુલ્લેખુલ્લું જણાવવામાં આવ્યું છે, દુનિઆજ વિચિત્ર છે! જેઓને આપણે આપણા તનબદન મિત્રો ગણીએ છીએ, જેઓને આપણા દિલાસો અને ધૈર્ય આપનાર સમજીએ છીએ, જેઓને આપણી સુખ સંપત્તિ અને ચડતી પડતીના સાથી માનીએ છીએ, તેઓજ આપણને જો એકદમ તજી જાય તો સમજવું કે તે પોતાનાંજ અપલક્ષણનું ભલું ફળ મળ્યું છે. પરોપકાર એ ઇશ્વરનો ખરેખરો એક આનંદદાતા દુત છે; સ્વાર્થ રહીત પરોપકાર જેટલો આનંદ આપે છે તેટલો સ્વાર્થી પરોપકાર આપતો નથી. આ ગ્રંથમાં સમાવેલી 'સો કેહેણી કરતાં એક રેહેણી' ઉપયોગી છે તેમ આ ગ્રંથમાં જો વખતની કીંમતપર ગમે તેટલું ટાહેલું કુટવામાં આવ્યું હોત તો તેની જેટલી અસર થાત તેથી હજાર ગણી અસર એક વાર્તા ગ્રંથથી થશે. ઈત્યાદી.

પુસ્તક વાંચવા તથા મનન કરવા યોગ્ય છે. નિશંક તેમાંના શિક્ષણ વચનો મુખપાઠ કરવા લાયક છે. અને એટલું કરતાં કબૂલ કરવું પડે છે કે ભાષાની રસિકતા પોતાના પ્રથમ પ્રયત્નમાં પણ કંઇ ઓછી નથી આવી. ભાષાન્તરની ભાષા શુદ્ધ, સરળ અને સાદી છે અને તેની બારઆના કિંમત વિષયના સારસ્વરૂપે કશી વિસાદ જોગ નથી **અમે તે પુસ્તક ખરીદી વાંચવા સર્વ કોઇને ભલામણ કરીએ છીએ.** અને મિ. વ્યાસ પણ પોતાના નિત્યક્રમને મુલ-

તવી નહીં રાખતાં પોતાના ઉદ્દેશમાં આગળ વધશે એવી આશા રાખીએ છીએ.

ગુજરાતી.

તા. ૧૫ મી ઓગસ્ટ ૧૮૯૬.



## મુલતવી રાખવાનાં માઠાં ફળ.

'જે કામ આજે થતું હોય તે કાલપર રહેવા દેતાના' એવી નામાંકિત ફ્રાંકિલનની કહેવત દરેક માણસે ઘડીએ ઘડી અવશ્યની ધારીને દીલમાં કોતરી રાખવી જોઈએ. કેહળી, સારાં ધારેલા કામમાં ઢીલ ખરાબી કરે છે. અને 'પછીથશે', 'કાલેકરીશ', 'ઉતાવળ શીછે' એમ બેદરકાર રહીને એક કામને મુલતવી રાખવાથી અંતે માઠાં ફળ હાંસલ થાય છે, તેનો એક સુંદર કીસ્સો ઇંગ્રેજી ભાષામાં "Tomorrow" એ નામથી પ્રગટ થયેલો છે. આ વારતા રૂપી નાના ગ્રંથનો **મિ. વિઠુલરાય ગોવરધનપ્રસાદ વ્યાસે** ગુજરાતી ભાષામાં તરજુમો કર્યો છે. ઇંગ્રેજી નાટકો અને વારતાઓને આપણા દેશીઓનો સંસાર અનુકુળ નહીં છતાં તાણીતોડીને ગમેતેમ ગોઠવી બેસાડવાનો પવન હાલ ઘણો વધી ગયો છે. તેવા વખતમાં મથાળે ટાંકેલા નામવાળા નાના ગ્રંથને પ્રગટ થયેલો જોઇ અમે ઘણા ખુશી થયા છીએ. અગર જો આપણી ભાષાના પુસ્તક ભંડારમાં વધારો કરવો તેમજ વળી વાંચનારને ખરો બોધ આપવો હોય તો તે મિ. **વિઠુલરાયે** ભાષાન્તર કરેલા જેવા ગ્રંથો છે. આ એક વાર્તાનું પુસ્તક છે. તેમાં એક ધણી પોતાપર વીતેલી કહાણી ચિતારે છે, અને પોતાની એ બુરી આદતને લીધે તેને કેવાં કેવાં સંકટો તથા દુઃખો સોસવાં પડયાં તે સઘળું એવી તો ગંભીરતાથી અને

એવી સાચવટથી વર્ણવ્યું છે કે એક ગમથી વાંચનારને તેવી ટેવ છોડવાનું મન થાય છે, પોતે તેવી આદત પાડશે નહીં તેવી તે પોતાના મનમાં બાધા લેછે અને બીજી ગમથી તે વાર્તામાં જણાવેલા ધણીની સ્થિતિનીપર દયા ઉપજે છે. અને પોતે સમજે છે કે જે ધણી એવી આદતનો ભોગ થાય તેના પણ એવાજ હાલ થાય. ભાષાન્તર કરનાર પોતાની પ્રસ્તાવમાં લખે છે તેમાં ઘણી સચાઇ છે કે "ઘણા વખતથી હું જોઉંછું કે ઉંચી કેળવણી લીધેલા, તેમજ અનુભવમાં ને વ્યવહારિક કામમાં ઘણા પ્રવિણ એવા પુરૂષો "મુલતવી રાખવાની કુટેવમાં ઘસડાયા જાય છે," અને એમ છે માટે આ બુરી આદતનું બાળક તે પહેલે ઘરથી ભોગ થતું અટકાવવાની જરૂર છે. ભાષાન્તર કરતા પોતાના પુસ્તકને 'બાળજ્ઞાન વર્ધક' એવી ઉપમા આપે છે. અને અમે ધારીએ છીએ કે આ પુસ્તક એવી તો સ્હેલી ભાષામાં લખેલું છે કે તે દરેક બાળકના હાથમાં મેલી તેને બોધ દેવાને પુરેપુરૂં યોગ્ય છે, બેસિલ નામે એક ચોપડી વેચનાર નાનું બાળક હતો ત્યારથી તેને દરેક કામ બીજા દિવસપર મુલતવી રાખવાની આદત પડી હતી. પણ જે આદત નાનપણમાં પડી તે મોટપણ સુધી ચાલુ રહી, અને નજીવાં કામો મુલતવી રાખતાં બેસિલને પોતાના ધંધામાં, નોકરીનાં, વેપારનાં, ઘરસંસારનાં, આરોગ્તાને લગતાં, અને એવાં બીજાં કામો પણ મુલતવી રાખવાની તેને કુટેવ પડી જેનાં પરીણામ દાખલ પોતાનો ધંધો તજવાની, નોકરીથી બતરફ થવાની, દોલત ખોવાની, એકપુરૂં બાળક ખોવાની, અને છેવટે એને પ્રતીજ્ઞતા સ્ત્રી ખોવાની નાચારીથી કરજ પડી, તે નાદાર થયો. સગાંવાહાલાંની મિત્રાઇ વીનાનો થયો અને અંતે તેનાપર ફોજદારી કામ ચલાવવાની ધમકી આપવામાં આવી. આ સઘળું તેને પેલી આજનું કામ કાલ ઊપર મુલતવી રાખવાની આદતનું પરિણામ હતું. અને ગમે તેવી નજીવી પણ માઠી ટેવ શેવટે કેવી ખરાબી કરે છે તે આ બેસિલના દાખલા ઉપરથી જોવાનું અને સમજવાનું છે. અને બાળકોને

તેમ ઉમરે પુગેલાઓને આ ગ્રંથ એક સરખો ઉપયોગીછે.

**રાસ્તગોફતાર.**

(તા૦ ૧૭ મી મે ૦ને ૧૮૮૫.)

---

**મુલતવી રાખવાનાં માઠાં ફળ**, એ નામની એક વાર્તા રા. **વિઠલરાય ગોવરધનપ્રસાદ** વ્યાસે ઈંગ્રેજીપરથી ભાષાંતર કરીને બાહાર પાડી છે. તેની એક નકલ અમને મળી. તે વાંચી અમે ઘણા રાજી થયા છીએ. એ વાર્તાનો કેટલોક ભાગ બુદ્ધિપ્રકાશમાં છપાઇ ગયો છે, અને તે જેણે વાંચ્યો હશે તેને આ વાર્તાની અમારી તરફની ભલામણ કાંઇ પણ જોઈતી નથી. **આ વાર્તા જેટલી સુબોધકારી તેટલીજ રસ ભરી છે.** બોધ આપવાને અર્થે જોડાયેલી કેટલીક વાર્તા જેમ અસંભવિત અને નિરસ હોય છે તેવું આ વાતમાં જરાએ નથી. વસ્તુસંકળના ઘણીજ સંભવિત અને રોજના બનતાં બનાવોની છે, અને પાત્રતા તથા રસ પણ જોઈએ તેવાં છે. ભાષાન્તર કરનારે પણ એને સરળ તથા રસિક કરવામાં પોતાની તરફથી કાંઇ બાકી રખ્યું નથી, જો પ્રસ્તાવનામાં ન કહ્યું હોતતો, **થોડાજ એમ જાણત કે એ ઇંગ્રેજી જેવી ભાષાનો તરજુમો** છે. અમે એટલાજ દલગીર છીએ કે એ વાર્તા કેવી બોધકારક તથા રસ ભરી છે તે દેખાડવાસારૂ તેનો કેટલોક સાર અત્રે સ્થળસંકોચતાના કારણથી આપી શકતા નથી.

**ગુજરાતશાળા પત્ર.**

(એપ્રિલ સન ૧૮૮૫.)



**મુલતવી રાખવાનાં માઠાં ફળ**—એ માનની ચોપડી તેના કર્તા **વિઠલરાય ગોવરધનપ્રસાદ** તરફથી અમને ભેટ દાખલ મળી છે. એ કોઇ ઇંગ્રેજી પુસ્તકનો તરજુમો છે. તરજુમો કરતાં શુદ્ધ ગુજરાતી ભાષા લખવાનો સારો પ્રયત્ન કરી 'સ્વકૃતિથી જાહેરમાં પડતા ઉત્સાહી યુવાનોને માથે અપકવતાનો જે અપવાદ મુકવામાં આવે છે' તે અપવાદમાંથી ઘણે દરજ્જે મુક્ત થયા છે.

* * * * * * * * *

સઘળા ગુજરાતી ભાઇઓને સુચના કરવામાં આવે છે કે **આ પુસ્તક પોતાની લાઇબ્રેરીમાં રાખવું** એટલુંજ નહીં પણ એ દરરોજ વારંવાર વાંચવાને પોતાની નજર આગળ રાખવું. પોતાની બેઠક હોય ત્યાંથી જ્યાં જ્યાં પોતાની નજર પડતી હોય ત્યાં 'મુલતવી રાખવાનાં માઠાં ફળ' આવા અક્ષરો લખીને ટાંકવા જોઇએ. સેંકડે ૯૯ માણસ આ ટેવના ગુલામ હશે એમ કહેવાને અમને જરા પણ આંચકો આવતો નથી. માટે આ ટેવના ભોગ થઇ પડનારને તો **આ પુસ્તક અવશ્યનું** છે. કિમત રૂ૦-૧૨-૦

**વિજ્ઞાન વિલાસ.**

(જુન સન ૧૮૮૫.)



**મુલતવી રાખવાનાં માઠાં ફળ**—અંગ્રેજી વાર્તાનું ભાષાન્તર કર્તા **વિઠલરાય ગોવરધનપ્રસાદ વ્યાસ.** મૂલ્ય બાર આના.

અથેતિ ઉપરનું પુસ્તક અવલોકન કરીજતાં અમને આનંદ ઉપજ્યો છે. અગર જો કે અંગ્રેજી વાર્તાનું સારરૂપ ભાષાન્તર છે તો-

પણ તેની અસર વાંચનારના મનપર જેવીતેવી થતી નથી. બેસિલ નામનો પુરૂષ બીજા સર્વે ગુણોછતાં, સાનુકુળ સ્થિતિછતાં, લાયક મિત્રો છતાં, સદ્ગુણી સ્ત્રીછતાં, કેવળ પોતાની મુલતવી રાખવાની કુટેવથી દેશ વિદેશમાં કેવાં કેવાં માઠાં ફળ ભોગવે છે, તેનો અસરકારક ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. આ પુસ્તકની અંદર વાપરવામાં આવેલી **ભાષા દોષ રહિત છે, સરળ છે તેમજ ચિત્તાકર્ષક છે.** ભાષાજ્ઞાન ભાષાન્તર કર્તાનું વખાણવા લાયક છે. આ પુસ્તકમાં મુલતવી રાખવાનાં માઠાં ફળની સાથે બેસિલ નામના પુરૂષની લ્યુસિ નામની સ્ત્રીનો પતિપ્રેમ સ્ત્રીધર્મનો ખરેખરો નમુનો છે. કેટલેક સ્થળે મિત્રતાની ખરી ફરજ શું છે તેનો યથાર્થ અનુભવ કરાવ્યો છે. બેસિલની ધર્મવૃત્તિ અને મોજશોખનાં દર્શન ભિન્નભિન્ન થાય છે. **આ પુસ્તક બાળક, સ્ત્રી અને પુરૂષોના હાથમાં એક સરખીરીતે જવા લાયક છે.**

આવા ગ્રંથ પોતાના પુસ્તકાલયમાં રાખવા, દરેક ભાઇઓને અમે ભલામણ કરવાનાં કરતાં તેની અંદરનું રહસ્ય દૃઢતર થઈ મનન કરી તે પ્રમાણે અમલ કરવાની ભલામણ કરવાને વધારે ખુશી થઈશું. **આવા ગ્રંથોને દરેક વર્ગ તરફથી યોગ્ય ઉત્તેજન અપાયેલું જોવાને અમે રાજી થઈશું.**

**પ્રાંતિક સદ્બોધરસરાજ.**

(શ્રાવણ સંવત ૧૯૪૧.)



## मुलतवी राखवानां माठां फळ.

ઉપરનું પુસ્તક તેના ભાષાન્તર કર્તા મિ૦ વિઠલરાય ગોવરધનપ્રસાદ વ્યાસ એમની તરફથી અમને મળ્યું છે. કંઇ પણ કામ મુ-

મુલતવી રાખવું એ વર્તમાન સમયમાં કેટલાએક પ્રમાદી પુરૂષોને સાધારણ થઈ પડયું છે અને તેથી પરિણામે ઘણીજ હાનિ થાય છે તેને અટકાવાને સારૂ આવા પુસ્તકની ખરેખરી જરૂર હતી તે રા. વિઠલરાયે કેટલેક દરજ્જે પૂરી પાડી છે, આ પુસ્તકમાં એસિલ નામના પુરૂષને નાનીનાની બાબતો, જેને આપણે નજીવી ગણી કાઢીએ, એવીને મુલતવી રાખવાની કટેવ પડી હતી; અને તેથી ઘણી વિડંબનાને વશ થવું પડયું હતું તેનું અસરકારક ચિત્ર આપ્યું છે. કર્તાએ ભાષાન્તર કરીને પુસ્તક બહાર પાડેલું છે તોપણ તેમાં તેમણે પોતાની બુદ્ધિ સારી વાપરીને પ્રજાને ઉપયોગી થવામાં સ્તુતિપાત્ર શ્રમ લીધો છે. પુસ્તક વાંચવા અને તે ઉપરથી પ્રત્યેક માણસને બોધ લેવા લાયક છે, ભાષાન્તર સરળ, સાદુ, બોધદાયક તથા વિદ્વત્તા ભરેલું છે તેથી અમે એ પુસ્તક વાંચવા, ખરીદ કરવા અને તેમાંથી શિખામણ લેવા સૌને ભલામણ કરીએ છીએ. મૂલ્ય આના ૧૨ છે. પોસ્ટેજ જુદું. જેને ખરીદવાની ઇચ્છા હોય તેમણે અમદાવાદમાં માંડવીની પોળમાં પડીપોળમાં તેના કર્ત્તાને લખી મંગાવી લેવું.

સ્વદેશવત્સલ.

(કાર્તિક સંવત ૧૯૪૨.)



**રા. વિઠલરાય ગોવરધનપ્રસાદ—**

તમારા **મુલતવી રાખવાનાં માઠાં ફળ** એ નામના પુસ્તકની પ્રત હું જ્યારે કચ્છમાં હતો તે વખતે મારા જોવામાં આવી હતી. એ પુસ્તક મેં વાંચ્યું હતું. અને તે સારી ભાષામાં લખાયેલું તથા બોધકારક મારી નજરમાં આવ્યું હતું. પુસ્તકનો ઉદ્દેશ ઘણો સારો છે.

**તેની નકલો સઘળે ફેલાઈ લોકોના વાંચવામાં આવે તો વાંચનારને ઘણો લાભ થશે એવો મારો મત છે.**

વડોદરા. } લી. શુભેચ્છક.
**મણીભાઇ જશભાઇ.**
(દીવાન બહાદુર)



## રા. વિઠલરાય.

**'મુલતવી રાખવાનાં માઠાં ફળ'** એ નામનું તમારૂં નાનું પણ અગત્યનું પુસ્તક વાંચી હું ઘણો પ્રસન્ન થયો છું. મુલતવી રાખવાની કસુરમાંથી કોઇ વીરલાજ બચી શકે છે, માટે એ પુસ્તક સર્વને ઉપયોગી થઇ પડે તેવું છે, મુલતવી રાખવાનો દુર્ગુણ મોટા ને હાનિકારક છે. એના ફાંદામાંથી ઉગારવાને માટે નાનપણમાંથીજ બચ્ચાંને ચેતવણીની જરૂર છે. પુસ્તક વાર્તારૂપે હોવાથી તથા સરળ ભાષામાં લખાયાથી બચ્ચાં તે હોંશથી વાંચશે ને સ્હેલાઇથી સમજી શકશે. મથાળેજ 'બાળજ્ઞાન વર્દ્ધક' લખેલું છે અને એ હેતુ પાર પડે એવી રીતે લખવામાં તમે ઘણે દરજ્જે ફતેહ પામ્યા છો.

પરભાષાના પુસ્તકનો ભાવાર્થ લેવા જતાં પણ તે ભાષાની લઢણ, કઢંગી ને કઠીન વાક્યરચના, કે મોટા ને અપ્રસિદ્ધ શબ્દ ઘણી વાર આવી ગયેલા જોવામાં આવે છે. પરંતુ આ દોષમાંથી તમે ઘણાખરા મુક્ત થયેલા છો. જો નામઠામ ફેરવી નાંખ્યાં હોત તો આ પરભાષામાંથી લીધેલી એમ વાંચનારને મુસ્કેલીથી માલૂમ પડત.

**તમારી શૈલી પસંદ કરવા યોગ્ય છે.** પ્રુફ વધારે સંભાળથી તપાસ્યામાં આવ્યાં હોત તો કેટલીક સ્હેજસાજ રહી ગયેલી ભૂલો નીકળી જાત.

આ પુસ્તકોની કિંમત બનતા સુધી ઘણી ઓછી રહેવી જોઇએ કે તેનો વધારે પ્રચાર થઇ લખવાનો હેતુ જાદે, પાર પડે.

લી.

**હરગોવનદાસ દ્વારકાંદાસ.**

(ડીરેકટર પબ્લીક ઈન્સ્ટ્રકશન, વડોદરા.

---

I consider Mr. Vithalrai G. Vyas's translation of "*Tomorrow*" as a good addition to the limited stock of useful books we at present possess in Guzerati, and the translator deserves credit for the service he has thus done to the cause of Vernacular literature. The style is adapted to the requirements of the ordinary class readers and the words selected are almost always good and easy.

The rapid sale of the first edition of this book and the sanction it is said to have received from the Educational Department to be used as a prize and library book distinctly prove that the worth is appreciated, as it should be, and it is hoped that Mr. Vithalrai will, in future, be encouraged by this success to divest many other such instructive volumes of their foreign garb, and place them before the

Gujerati reading public.

The present attempt deserves special attention as it exposes in their natural colours the evils one is subjected to, by attaching much slight importance to *Time* instead of catching it by the forelock. Unhappily, the sufferers from this want of precaution, or whatever else we may call it, are not confined to one particular country.--We ourselves see how many among us as are subject to the same evil habit of procrastination —partly if not wholly, and the book, therefore, if it brings back even a few thus bad astray, to the right path, will have really achieved a noble end.

Bombay

21st. January.

C. H. PANDYA.
Deputy Educational Inspector
Gujerati Schools Bombay.



# जाहेर खबर.

આ પુસ્તક નીચેના ઠેકાણેથી ૦-૧૩-૦ ટીકીટ મોકલનારને મળશે. દશ પુસ્તક રાખનારને એક પ્રત બક્ષિસ મળશે. પચીસ રૂપૈયા અને તેથી વધારેનાં પુસ્તક ખરીદનારને ૨૦ ટકા કમિશન આપવામાં આવશે.

**ઉમરાળા**—ડાક્તર મણીલાલ મોહનલાલ.
ઉમરાળા ડીસ્પેનસરી.

**મુંબાઇ**—રા. રા. વનમાળી લાધા મોદી.
ગીરગામ બ્રીચ કેન્ડીરોડ.

**અમદાવાદ**—માંડવીનીપોળ પડીપોળ—કર્ત્તા પાસેથી.

**ભરૂચ**—જ્ઞાનોદય પ્રેસમાંથી

તે શિવાય અમારે ત્યાં નીચેનાં પુસ્તકો રોકડી કિમતે મળશે,

| પુસ્તકનું નામ. | કિમ્મત. | ટપાલ ખર્ચ. |
|---|---|---|
| માબાપ તેવાં છોકરાં | ૦-૧૨-૦ | ૦-૦-૬ |
| ગુલીવરની મુસાફરી. | ૦-૮-૦ | ૦-૦-૬ |
| નશીબ કરતાંપણુની સરસાઈ | ૦-૮-૦ | ૦-૦-૬ |
| સદ્‌ગુણી વહુ | ૦-૧૨-૦ | ૦-૦-૬ |
| અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી. | ૩-૦-૦ | ૦-૬-૦ |
| પ્રવિણસાગર (છપાય છે) | ૬-૦-૦ | ૦-૬-૦ |
| જસુરામકૃત રાજનીતિ (છપાય છે) | | |

પત્રવ્યવહાર પોસ્ટ પત્રથી ચલાવવો. નાટપેડ કાગળ લીધામાં નહિ આવે.

અમદાવાદ
માંડવીની પોળ
પડી પોળ

**વિઠુલરાય ગોવર્દ્ધનપ્રસાદ.**